

સ્વ-સન્મિત્ર શ્રી કર્પૂરવિજયજી મહારાજ.

જન્મ સં. ૧૯૨૫. દીક્ષા સં. ૧૯૪૭ વૈશાક, શુદ ૬.

સ્વર્ગગમન સં. ૧૯૯૩ ના આસો, વદ ૮.

સદ્ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી મહારાજનું સંક્ષિપ્ત

# જીવનચરિત્ર.





मालिनीवृत्तम्

मनसि वचसि काये, पुण्यपियूषपूर्णा-
स्त्रिभुवनमुपगार–श्रेणिभिः प्रीणयंतः ॥
परगुणपरमाणून् , पर्वतीकृत्य नित्यम् ।
निजहृदि विकसन्तः, सन्ति संतः कियन्तः ॥ १ ॥

## ભૂમિકા—

સન્તોના જીવનચરિત્રો એ સામાન્ય જનસમૂહને અણમૂલા બોધપાઠની ગરજ સારે છે, એટલું જ નહિ પણ સાથોસાથ એવી પ્રબળ પ્રેરણા થાય છે કે સંતપણું એ કોઇના વંશનો ઇજારો નથી તેમ નથી કોઇ રાજા–મહારાજા કે અધિકારીના હાથની વસ્તુ! પ્રત્યેક વ્યક્તિ ધર્મ, જાતિ કે ગોત્રના ભેદ વિના આત્મશક્તિ ફોરવી, સ્વજીવન ઉન્નત બનાવવા કટિબદ્ધ થાય તો સાધુતા એની સામે દોડી આવે છે. અલબત્ત, એ સાધુતા કે સન્તપણું ટકાવવા સારુ અહર્નિશ એના હૃદયમાં Plain living and high thinking અર્થાત્ **'સાદું જીવન અને ઉચ્ચ ચિંતન'** રૂપ ઉદ્ગાર સતત પ્રજ્વલિત હોવો ઘટે. દુન્યવી કહેવત 'નરમાંથી નારાયણ' થવાય છે એ અર્થશૂન્ય નથી જ. જૈન દર્શન તો પોકાર જાહેર કરે છે કે–**આત્મા પુરુષાર્થ ફોરવે તો પરમાત્મા થઇ શકે છે.** ત્યાં પછી

નાની મોટી પદવીના કે અન્ય કોઇ જાતની મર્યાદાના બંધન હોય જ શેના ? પ્રાકૃત જનતાને ભૂતકાળના બનાવો કરતાં પોતાના સમયના ઉદાહરણો વધુ ઉત્તેજના અર્પે છે એ હેતુ ધ્યાનમાં રાખી સદ્‌ગત મહાત્મા શાંતમૂર્તિ મુનિશ્રી કર્પૂરવિજયજીના જીવન પરત્વે જે કંઇ સામગ્રી જુદી જુદી વ્યક્તિઓદ્વારા પ્રાપ્ત થઇ છે એ પરથી અંકોડા મેળવી અત્રે સંક્ષિપ્ત વૃતાન્તરૂપે આલેખવાનો પ્રયાસ સેવ્યો છે. બાકી તો યોગીઓના જીવનની અન્ય બાબતો કરતાં તેમના આચરણમાં રહેલી નિર્લેપતા રૂપ સૌરભ જ સચોટ ઉદાહરણરૂપ છે. એની તેજસ્વિતા એટલી જ્વલંત હોય છે કે એને નથી અગત્ય રહેતી રંગબેરંગી વાઘાની કે અલંકારિક ઓપની.

## 'વ' રૂપ ત્રિવેણી—

'વળા' જેવા નાનકડા ગામમાં શા. વાલજી નાગજીનું ઘર ખાનદાન ગણાતું. વાલજી શાહને હીરૂમા નામની ઘરરખુ પત્ની હતા. વ્યાપારી જિંદગી છતાં વૈદકનું જ્ઞાન ને નાડી–પરીક્ષા વાલજીભાઇ ધરાવતા. એ કાળે આજના જેવો ધનલોભ નહોતો તેમ ડૉકટરો કે તેમના વિવિધ પ્રકારી ઓજારો ગ્રામ્યજનતાથી ઘણા ઘણા દૂર હતાં. નાડીપરીક્ષા એ દર્દ પારખવાનું મુખ્ય સાધન મનાતું. વૈદકનો ધંધો એટલે પરમાર્થદૃષ્ટિભર્યો વ્યવસાય–એ દ્વારા ધનકમાણી નામની જ ગણાય. આમ છતાં વૈદકીય ઉપચારમાં વાલજી શાહ એવા નિષ્ણાત કે એમની દવા આંજારી લેવા માંડે કે રોગ પલાયન થઇ જાય. એથી તો વાલજી શાહ '**વાલા વૈદ્ય**' તરિકે સુવિખ્યાત થયા હતા. તેમને અમીચંદ તથા ઠાકરશી નામે બે પુત્ર થયા. ચરિત્રનાયક કુંવરજી (મુનિશ્રી કર્પૂરવિજયજીનું સંસારીપણાનું નામ) પિતા

અમીચંદ અને માતા લક્ષ્મીબાઇના બીજા સંતાન. પુત્રી પછી પુત્રનો જન્મ એ નારીવૃંદમાં મોંઘેરો મનાય છે. બાળક કુંવરજીનું ભાવી અને હસ્તની રેખાઓ જ એના ઉજ્જવળ ભાવિની સાક્ષી પૂરતાં હતાં. હીરૂમા તથા વાલજી દાદાના લાડકોડમાં કુંવરજી છ વર્ષનો થયો. ત્રણ 'વ' માંના બેની ઓથ તો કુંવરજીને જન્મતાં જ પ્રાપ્ત થઇ હતી. 'વળા' ગામ પાછળ વલ્લભીપુરનો જે ઇતિહાસ દટાયેલો પડ્યો છે એનાથી આજે પણ નાનકડું 'વળા' ઇતિહાસના પાને ચઢ્યું છે અને જીવંત બન્યું છે. 'વાલા' વૈદનો હાથ અડક્યો કે દરદીને આરામ થયો એ સૌભાગ્ય જેવું તેવું ન ગણાય. ભાવિ કર્પૂરવિજયજીના જીવનમાં આમ જન્મભૂમિ ને જનકની યશરેખાઓના છુપા ચમકારા પથરાયા હતા. એમાં શાંતમૂર્તિ વૃદ્ધિચંદ્રજી મહારાજનો સમાગમ થયો. દૂધમાં સાકર ભળ્યા જેવું થયું. એ ત્રીજા 'વ'કારે કુંવરજીભાઇના જીવનમાં એવો પલ્ટો આણ્યો કે જેથી સંસારી મટી એ સાધુ થયા. કર્પૂરવિજય નામ સારાયે ભારતવર્ષમાં ચારે ખૂણે કપૂર સમ સુવાસ ફેલાવી સાર્થક્ય કર્યું. એ કેમ બન્યું તે પ્રતિ નજર કરીએ.

**અભ્યાસ અને દીક્ષા—**

સ્મરણશક્તિની સતેજતાથી એક પણ વર્ષ નકામું ગુમાવ્યા વિના કુંવરજીએ ગુજરાતી છ ધોરણ તેમજ અંગ્રેજી ચાર ધોરણ 'વળા'માં પસાર કર્યાં. આગળ ભણવાની જિજ્ઞાસા હોવાથી તેમ જ અભ્યાસનું ધોરણ ઉચ્ચ પ્રકારનું હોવાથી પિતાએ પણ ભાવનગરમાં ઓરડી રાખી, લક્ષ્મીબાઇની દેખરેખ હેઠળ શિક્ષણ ચાલુ રખાવ્યું. કુંવરજીએ ચાર વર્ષમાં મેટ્રિકની પરીક્ષા પાસ કરી.

દરમિયાન માતા લક્ષ્મીબાઇની પ્રેરણાથી પર્વ દિવસે મુનિ શ્રી વૃદ્ધિચંદ્રજીમહારાજના વ્યાખ્યાનમાં તે જવા લાગ્યા. ધીમેધીમે પરિચય વધ્યો ને કુંવરજીભાઇને જૈન ધર્મના તત્ત્વની પિછાન કરવાનો રંગ લાગ્યો. તિથિ આશ્રયી વ્રત–નિયમ કરવા માંડ્યા અને રાત્રિના, સમય મેળવી ગુરુચરણ સેવામાં ઉપસ્થિત થવાનુ શરૂ કર્યું. ગુરુદેવે સામાન્ય પરિચયથી જ આવા ઉત્તમ પાત્રની પરીક્ષા કરી લીધી; એટલે જિજ્ઞાસુ આત્માને સંતોષ થાય તેવી ઢબે કુંવરજી જોડે ધર્મચર્ચા કરવા માંડી, એમાં અમરચંદ વોરા તથા કુંવરજીભાઇનો સાથ મળ્યો. આ ગોષ્ઠીનુ એક પરિણામ એ આવ્યું કે કુંવરજીનું હૃદય વધુ પ્રમાણમાં ત્યાગીજીવન પ્રતિ ઢળતું ગયું. ઇંગ્લીશ શિક્ષણની કોઈ બૂરી અસર ન થતાં જ્ઞાનપિપાસા બેહદ વધી ગઇ. એવામાં એક બનાવ એવો બન્યો કે જેનાથી કુંવરજીની સંસારવાસના નિર્મૂળ છેદાઈ ગઇ.

'જનનીની જોડ સખી નવી જડે રે' એ સ્વર્ગસ્થ કવિશ્રી બોટાદકરના કથનથી જેનું અંતર વાસિત હતું એવા કુંવરજી મૂળથી માતૃભક્ત હતા. એમાં ભાવનગરના વસવાટે પ્રગાઢતા આણી. આવી પૂજ્ય માતાની પ્રસૂતિ સમયની તીવ્ર વેદના અને મૃત્યુ જોઇ સંસારી જિંદગી પર ત્રાસ છૂટ્યો. ત્યારથી જ મનમાં ગાંઠ વાળી દીધેલી કે આ ઝેરી જીવન મને ન ખપે.

એક તરફ મેટ્રિકની પરીક્ષા પાસ કરવાની તૈયારી ચાલુ હતી. બીજી તરફ વિગયત્યાગ–ઉકાળેલું પાણી પીવું. સચિત્ત–ત્યાગ સમી ધર્મક્રિયાઓ પણ અમલમાં આવી રહી હતી. ઉપરના બનાવ પછી તો કુંવરજીએ ચોથા વ્રતના પણ પચ્ચ-

ખખાણું લઇ લીધા. ભાવનગરમાં ચાલી રહેલ આ પ્રવૃત્તિથી 'વળા'માં વસનાર પિતા અમીચંદ તદ્દન અજાણુ હતા; છતાં તેમના બંધુ ઠાકરશીભાઇને કાને ઉપરની વાત શ્રી કુંવરજીભાઇ દ્વારા પહોંચી ચૂકેલી. ઠાકરશીભાઇ પણ વૃદ્ધિચંદ્રજીમહારાજના ચુસ્ત ઉપાસકોમાંના એક હતા. ગુરુદેવ, જબરા હીરાપારખુ હતા એવી તેમને પાકી ખાતરી હોવાથી, તેઓશ્રીની કારવાઇમાં તે પૂર્ણપણે સાથ આપતા. કુંવરજીએ મેટ્રિક પાસ કરી 'વળા'માં પગ મૂકયો ત્યારે વળા દરબારે તેમ જ દિવાન-સાહેબે શીરસ્તેદારની નોકરી આપવાનું કહ્યું, પણ જેના જીવન-નું વહેણ જ્યાં જુદી દિશા પ્રતિ વહેતું હતું તે કેમ એનો સ્વીકાર કરે ? જોકે આવી તક જતી કરવાથી પિતાજીને દુઃખ લાગેલું. એકાંતમાં એ સંબંધી વાતચિત ચાલતાં કુંવરજીનું વલણ દીક્ષા તરફ છે એમ જણાઇ આવ્યું. એ સંબંધી ખુલાસા-વાર વાત દુકાને આવી કરવાની આજ્ઞા થઈ. કુંવરજીએ પણ બધી વાતનો ઘટસ્ફોટ દુકાને જઇ કરી વાળવાનું નક્કી કર્યું.

ગ્રીષ્મઋતુનો સમય, મધ્યાહ્ન કાળ, ધરતી ધોમ તાપે ધખી રહેલી—એ વેળા અન્ય કંઈ કાર્ય ન હોવાથી તકીએ અઢેલી આડા પડેલા અમીચંદશાહે વાત ઉખેળી. કુંવરજીએ પણ વિનીત-તપણે અથથી ઇતિ સુધી બ્યાન કરી પોતાને ભાગવતી દીક્ષા લેવી જ છે એવો સ્પષ્ટ વિચાર રજૂ કર્યો.

ખેલ ખલાસ. પિતાજી ઉશ્કેરાઇ ગયા. લાંબા સમયની તેમની ધારણા ધૂળ મળતી જાણી ગુસ્સામાં ત્રાડ પાડી બોલ્યા—" આટ-આટલા કષ્ટો વેઠી, પૈસા ખરચી, મેં આ સારુ તને ભણાવ્યો ? હવે રળી ખવરાવવાનો વખત આવ્યો ત્યારે તું દીક્ષાની વાત

કરે છે? તારી માતુશ્રીના અવસાન પછી નાના ભાંડરડા ઉછેરવા–વેપાર કરવો–ખર્ચો ચલાવવો–એમાં મારા લોહીનું કેવું પાણી થાય છે એનો તો વિચાર કર. તરંગી વિચારો છોડી દે અને કંઈ કામે વળગ.”

કુંવરજીએ સામો ઉત્તર ન વાળ્યો છતાં અંતરમાં જે લગની લાગી હતી એમાં ઊણપ ન આવવા દીધી. સંસાર પર જેને સાચો નિર્વેદ પ્રગટેલો તેને વ્યવસાયના કાર્યોમાં કયાંથી રસ પડે! એના કામમાં બરકત પણ કયાંથી આવે! પિતાજીને આ દશા જબરો પરિતાપ ઉપજાવતી. વાત ઠપકાના કડવા વેણથી વધીને લાકડી ઉછળવા સુધી પહોંચી. હીરૂમા કે જેના હાથમાં ઘરની વ્યવસ્થા હતી તેમને આ ન રુચ્યું. ઠાકરશીભાઈને પણ મોટાભાઇની પદ્ધતિ યોગ્ય ન જણાઈ. તે આવી કુંવરજીને પોતાના ઘેર તેડી ગયા. પરિતાપનું કારણ ટળવાથી ને જોઇતી અનુકૂળતા મળવાથી દીક્ષાના આ ઉમેદવાર પોતાના ધ્યેય પ્રતિ વધુ આગળ વધ્યા. પરિગ્રહ નહિંવત્ કરી નાંખી વારંવાર એકાસણા કરવા લાગ્યા. લગભગ મહિના ઉપરાંતનો સમય આ રીતે વીત્યો. કાકાએ ભત્રીજાના હૃદયને માપી લીધું. મોટાભાઇના કાને સાચી પરિસ્થિતિ પહોંચાડી છતાં પિતાનું હૃદય ન પલટાયું. ભાવનગરમાં–સમવસરણની રચનાના ઉત્સવમાં કુટુંબના નાનામોટા સૌ જોવા ગયા છતાં ઈરાદાપૂર્વક કુંવરજીને ન લઈ ગયા. કાકીની દેખરેખમાં કુંવરજીને રાખી ગયા. આ તકનો લાભ લેવાની વૃત્તિ કુંવરજીને થઇ આવી. કાકીને આજીજી કરી રજા મેળવી, આવા પવિત્ર પ્રસંગના દર્શન સારુ માત્ર ઉકાળેલા પાણીના કળશીયા સાથે બપોરના ત્રણ વાગે વળાથી પગે ચાલતાં ઉપડયા. નવ ગાઉનો પંથ કાપી રાત વરતેજ

રહ્યા. બીજા દિવસે ભાવનગર પહોંચ્યા. ગુરુજીને સર્વ વ્યતિકર જણાવ્યો. પ્રવ્રજ્યા માટે તીવ્ર આકાંક્ષા જાહેર કરી. મહારાજશ્રીએ પિતાની આજ્ઞા પ્રાપ્ત થતાં સુધી થોભવા જણાવ્યું. ભાવનગરના કુંવરજીભાઇ તથા અમરચંદભાઇ આદિ ગૃહસ્થોને બોલાવી મહારાજશ્રીએ સમજુતીથી માર્ગ કાઢવા સૂચવ્યું. તેઓએ પણ ઠાકરશીભાઈ ઉપર રૂંવા ખડા કરે તેવો પત્ર લખ્યો અને અમીચંદભાઈને કોઇપણ રીતે સમજાવવા આગ્રહ કર્યો.

ઉત્સવમાંથી પાછા ફરી વળામાં આવતાં પિતાએ જાણ્યું કે પોતાની ધારણા ધૂળ મળી છે અને પંખી પાંજરામાંથી ઊડી ગયું છે! સૌ એ વેળા આશ્ચર્ય પામ્યા. ખુદ અમીચંદભાઈને પણ લાગ્યું કે કુંવરજીને સંસારમાં પરાણે રાખવાનો પ્રયાસ નકામો છે. દરમિયાન ભાવનગરથી શેઠ કુંવરજીભાઇનો પત્ર મળ્યો એ વાંચી ઠાકરશીભાઇ દોડતાં આવ્યા અને વડિલ ભ્રાતાને રાજીખુશીથી સ્વહસ્તે દીક્ષા આપવાનો અણમૂલો લ્હાવો લેવા આગ્રહ કર્યો. તેમણે હા ભણી. મુહૂર્ત જોવરાવવામાં આવ્યું અને અમીચંદભાઇએ સહકુટુંબ ભાવનગર જઇ સ્વહસ્તે કુંવરજીને ભાગવતી દીક્ષા અપાવી. આમ ચિરકાળના મનોરથધારી કુંવરજી આખરે શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજના આઠમા ચરણોપાસક **કર્પૂરવિજયજી** નામથી સ્થપાયા અને અષ્ટમીના ચંદ્ર સમ તપાગચ્છરૂપ ગગનમાં પોતાનો અભ્યાસ, સત્ચારિત્ર અને અમાપ શાંતિથી શોભવા લાગ્યા.

**વિહારની સામાન્ય રૂપરેખા—**

મુનિ શ્રી કર્પૂરવિજયજીને પિતા અને ગુરુરૂપી શિરછત્ર દીક્ષા સમય પછી માત્ર બે વર્ષ જ રહ્યું અર્થાત્ ઉભય બે

વર્ષમાં કાળધર્મ પામ્યા. ગુરુજીના વિરહ પછી વડિલ ગુરુભાઇની પરવાનગીથી મુનિ શ્રી કર્પૂરવિજયજી વિહાર કરતાં 'વળા'ના પાદર પર થઈ બારોબાર 'પછેગામ' ગયા. નદી પર સવારમાં ન્હાવા આવેલા બ્રાહ્મણોએ મુનિશ્રીને દીઠા અને એમાંના ઘણાખરા અમીચંદની દુકાને જતાં આવતાં હોવાથી તેમને ઓળખી કાઢ્યા. ગામમાં આ વાત તેમના દ્વારા કર્ણોપકર્ણ સર્વત્ર ફેલાઇ ગઇ અને સંઘના મુખીએ ખેપીયો પછેગામ દોડાવ્યો. વાત સાચી જણાતાં વળાના શ્રાવકો સારી સંખ્યામાં પછેગામ પહોંચ્યા. વંદન કરી વળા પધારવા વિનંતિ કરી. મુનિશ્રી 'વળા' પધાર્યા ત્યારે ભક્તિપૂર્વક સામૈયું કરી મહારાજશ્રીને ત્રણ દિવસ વળામાં રોકયા. એ ત્રણે દિન આંગી, પૂજા, વ્યાખ્યાન અને નવકારશી આદિ ધર્મકરણીમાં પસાર થયા. વિદ્વાન્ મુનિરાજની ઉપદેશ–શૈલીથી આકર્ષાઇ વ્યાખ્યાનમાં જૈનેતરો પણ આવતા. નામદાર ઠાકોર સાહેબ વખતસિંહજી તથા દિવાન સાહેબ લીલાધરભાઈ પણ પધારેલા અને તેમના સચોટ ઉપદેશથી છક થઇ ગયેલા. તે વખતે હર્ષભેર બોલેલા કે આવું રત્ન 'વળા'માં પાકયું તેથી માત્ર તેમના માત–પિતા કે જૈન સંઘ જ નહિ પણ સારું 'વળા' ગામ ગૌરવવંતું બન્યું છે.

તેઓશ્રીનો વિહાર કાઠિયાવાડ, ગુજરાત ઉપરાંત કચ્છ, કાશી અને ઉત્તર હિંદમાં પણ થયો છે. તેમનામાં રહેલ ત્યાગ-વૃત્તિ, ચારિત્રપાલનમાં એકતારતા અને અમાપ શાંતવૃત્તિ એટલા પ્રબળ હતાં કે સૌ કોઈને તે પ્રિય થઇ પડતા. તેમના ચરણમાં સ્હેજે આગંતુકનું મસ્તક નમતું. ખટપટનું નામ સરખું પણ જેમને અકારું લાગતું, તો પછી તેમના ચોમાસામાં કોઇ સ્થળે કુસંપની ચીનગારી ઊઠ્યાનું સંભળાય જ કયાંથી ? તેઓ જ્યાં

જ્યાં વિચર્યા છે ત્યાં ત્યાં ધર્મકરણી ને આત્મકલ્યાણ સિવાય ભાગ્યે જ બીજી વાત ઉદ્ભવી છે. પોતાનામાં રહેલ બોધ દેવાની વિધાનાત્મક પદ્ધતિવડે તેઓએ પ્રભુશ્રી મહાવીર દેવના ઉમદા ને ઉદાર તત્ત્વોનું જનતાને પાન કરાવ્યું છે. તે સાથે હાનિ-કારક રૂઢિયોને તિલાંજલી આપવાનું અને જીવોની જેનાથી જયણા પળાય તેમ જ જેના પાલણથી શરીરસ્વાસ્થ્યની રક્ષા થાય એવા નિયમો આપવાનું કાર્ય પરમાર્થવૃત્તિએ બજાવ્યું છે. परोपकाराय सतां विभूतयः એ વાકય જીવનમાં ઉતારી બતાવ્યું છે.

કાશી જેવા દૂરના સ્થળમાં સ્થાપવામાં આવેલી જૈન પાઠ-શાળામાં તેમના સરખા ચારિત્રસંપન્ન મહાત્માની અગત્ય જણાતાં સંસ્થાના સ્થાપક ગુરુભાઇ શ્રી વિજયધર્મસૂરિજીના ઉપરાઉપરી પત્રો આવવાથી તેમજ પાઠશાળાના ટ્રસ્ટી શેઠ વીરચંદભાઈ દીપચંદ. સી. આઇ. ઇ.ના આગ્રહથી સ્ત્રી–પુરુષના નાનકડા સંઘ સાથે વિચરતા તેઓ કાશી પહોંચ્યા. બહુમાનપૂર્વક સામૈયું કરી પાઠશાળાના મકાનમાં પ્રવેશ કરાવવામાં આવ્યો. એ સ્થાનમાં કેટલોક સમય વીતાવ્યા બાદ સાધુનો ધર્મ ઉપદેશ કરવાનો છે પણ આદેશ કરવાનો નથી એ મંતવ્યના સંબંધમાં ગુરુભાઈ સાથે મતભેદ થતાં ત્યાંથી તેઓ શ્રી સમેતશિખરજી તરફ વિહાર કરી ગયા. દીક્ષા લીધા પછીની તેમની સંસાર-વિરક્તિ નિહાળી શ્રી કેવળવિજયજી દાદા તથા પં. ગંભીરવિજયજી તો તેમને ' અદ્ભુત જોગી ' તરીકે બોલાવતા, પણ સમેતશિખરના પહાડમાં પોતાની જેવા જ વિરક્ત શિષ્યયુગલ સહ કાયોત્સર્ગ મુદ્રામાં રહેલા ત્યારથી તેઓ ' યોગી ' તરિકે વધારે પ્રસિદ્ધ થયા. પૂર્વે થઇ ગયેલા શ્રીમદ્ આનંદઘનજી અને શ્રી ચિદા-નંદજી મહારાજની તેઓશ્રીને જોતાં સ્મૃતિ તાજી થવા લાગી.

વીશ તીર્થંકરોની નિર્વાણભૂમિ તરીકેનું અનુપમ માન જેને પ્રાપ્ત થયું છે એવા પવિત્ર તીર્થ શ્રી શિખરજીની યાત્રામાંથી પાછા ફરી વિહરતાં તેઓ મ્હેસાણા આવ્યા. શેઠ વેણીચંદભાઈ સુરચંદ મુનિશ્રીના ચુસ્ત ભક્ત હતા. જૈન શ્રેયસ્કર મંડળની સ્થાપના તેમજ તેના દ્વારા ‘ જૈનહિતબોધ ’ નામના પુસ્તકના ત્રણ ભાગ પ્રગટ કરવામાં મુનિશ્રીની પ્રેરણા જ કાર્ય કરી રહી હતી. વળી સાગરના પાટીયાવાળા સાથે શેઠ વેણીચંદભાઈ આદિને વ્યાખ્યાનસ્થાન માટે મતભેદ થતાં કલેશ ઉગ્ર સ્વરૂપ લે તેવું લાગતાં જ મુનિશ્રીએ વિહાર કરી જવાની તૈયારી કરી અને સ્પષ્ટ સંભળાવી દીધું કે મારા નિમિત્તે તમે આવી રીતે ઝઘડો કરો એ હું પસંદ કરતો જ નથી. મુનિશ્રીના આ હૃદયસ્પર્શી ઉદ્ગારો સાંભળતાં જ ઉભય પક્ષ નરમ પડ્યા અને એકમત થઈને નિયત ( સાગરની પાટે ) સ્થળે જ વ્યાખ્યાન ગોઠવ્યું.

શ્રી શંખેશ્વરજી, શ્રી કેશરીયાજી, શ્રી તારંગાજી, શ્રી આબુજી અને કચ્છના શ્રી ભદ્રેશ્વરતીર્થની મહારાજશ્રીએ યાત્રાઓ કરેલી. એ વેળા જેઓ સાથે હતા તેઓ જાણી શક્યા કે તીર્થયાત્રા કેવી રીતે કરવી, કેવા ભાવથી કરવી, અને એ દ્વારા આત્મ-જાગ્રતિ કેવા પ્રકારે સાધવી. એમાં શ્રી કર્પૂરવિજયજી મહારાજ કેટલી હદે આગળ વધ્યા હતા એ ભિન્ન ભિન્ન સમયે થયેલા જુદા જુદા અનુભવો અને કરેલી વિવિધ વિચારણાઓના દોહનરૂપે ‘ શત્રુંજય મહાતીર્થાદિ યાત્રાવિચાર ’ નામની તેમની લઘુ પુસ્તિકા વાંચવાથી માલૂમ પડી આવે છે. તેઓશ્રીના જીવનનો પાછલો સમય તીર્થાધિરાજ શ્રી શત્રું-જયની શીતલ છાયામાં–શ્રી યુગાદિજિનેશની સાન્નિધ્યમાં–મોટા પ્રમાણમાં વ્યતીત થયો છે. જ્યારે સિદ્ધાચળજીની યાત્રા એ

વર્ષ બંધ રહી ત્યારે પણ મુનિશ્રીએ સિદ્ધક્ષેત્રની નિશ્રા ન છોડવા માટે એ મહાતીર્થના જ એક કૂટરૂપ ગણાતા શ્રી તાલધ્વજગિરિનો આશ્રય સ્વીકાર્યો અને તળાજાની ધર્મશાળામાં વસવા છતાં અહર્નિશ ટેકરી પર જવાનું અને સિદ્ધાચળની દિશામાં એકતાન બની ધ્યાનારૂઢ થવાનું ચાલુ રાખ્યું. ચોમાસામાં તીર્થયાત્રા બંધ થતી ત્યારે કોઇ વાર ભાવનગર તો કોઇ વાર તળાજા આદિ સ્થળે ચોમાસુ કરવા જતા. તેઓશ્રીના દીક્ષા પર્યાય પ્રતિ મીંટ માંડતાં લગભગ ૪૭ ચોમાસાનો આંક નીકળે છે એની ગણત્રી આ પ્રમાણે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ભાવનગર | ૩ | ૮ ગોધાવી | ૧ | ૧૫ નવસારી | ૧ |
| ૨ તાલધ્વજ | ૧ | ૯ સમૌ | ૨ | ૧૬ કાશી | ૨ |
| ૩ વળા | ૧ | ૧૦ માણસા | ૧ | ૧૭ આગ્રા | ૨ |
| ૪ વઢવાણકેમ્પ | ૧ | ૧૧ રાજપુર | ૧ | ૧૮ કચ્છ–વાગડ | ૩ |
| ૫ ધોરાજી | ૧ | ૧૨ મ્હેસાણા | ૨ | ૧૯ કચ્છ–માંડવી | ૨ |
| ૬ વીરમગામ | ૧ | ૧૩ પાટણ | ૧ | ૨૦ સાદડી | ૧ |
| ૭ સાણંદ | ૨ | ૧૪ ખંભાત | ૧ | ૨૧ પાલીતાણા લગભગ | ૧૭ |

## શિષ્યપરિવાર—

જ્યારથી પોતાના વિષયમાં ગુરુદેવ શ્રી વૃદ્ધિચંદ્રજીમહારાજને પિતાની સંમતિ વિના દીક્ષા ન દેવાના નિરધારવાળા જોયેલા ત્યારથી જ પોતે પણ કોઇ શિષ્ય થવા આવે તેને માટે એ નિયમ સૂચવવાનું નક્કી જ કરેલું. નસાડી–ભગાડીને કે ચોરી–છુપીથી દીક્ષા આપવી એ તેમને ગમતું જ નહીં. વળી જેનો જીવનરાહ અધ્યાત્મમય ને નિઃસ્પૃહ દશાવાળો હોય તેમને શિષ્યની વાસના કેમ સંભવે ? ખાસ જિજ્ઞાસુ આવે ને સાચી લાલસા દાખવે

તો જ તેને શિષ્ય તરિકે સ્વીકારે. એમાં પણ ચેલો એટલે 'પોતાની હરેક પ્રકારની ખીજમત કરનાર સેવક' એવું તે માનતા જ નહીં. ગુરુ તરીકે એના જીવનમાં પ્રકાશ ફેંકી, એનામાં પ્રભુ શ્રી મહાવીરદેવના માર્ગ પ્રતિ સાચી ભક્તિ પ્રગટાવી, પોતે બાજુ પર રહી એની પ્રગતિ નિરખતા. ન તો જાતે પરાશ્રયી બનતા કે શિષ્યને પરાવલંબી બનાવતા. તેઓના શિષ્ય પ્રશિષ્ય-માં નીચેના નામ પ્રાપ્ત થાય છે.

| | |
|---|---|
| ૧ શ્રી પુન્યવિજયજી | ૩ શ્રી યત્નવિજયજી |
| ૨ શ્રી ધનવિજયજી | ૪ શ્રી લલિતવિજયજી |

શ્રી પુન્યવિજયજી કાળધર્મ પામ્યા છે. તેમના બે શિષ્યો છે જેમના નામ શ્રી મનોહરવિજય અને શ્રી પ્રધાનવિજય છે.

મુનિશ્રીના ભકતોમાં કેટલાક તો એવા વ્રતધારી હતા કે મહારાજ જે ચીજો વહોરે તેટલી જ પોતે વાપરતા. એ સંબંધમાં એક કચ્છી બાઈ જેને 'ગોરમા' તરિકે મહારાજશ્રી સંબોધતા તે યાદ આવે છે. મહારાજશ્રીને વાંદવા આવનાર વ્યક્તિને તેમના ( ગોરમાનાં ) આતિથ્યમાં આવ્યા સિવાય ચાલતું જ નહીં. મુનિશ્રી પણ આચારાંગ સૂત્રમાં યતિ માટેના જે નિયમો દર્શાવ્યા છે તેને અનુરૂપ થવા ખાસ ઉદ્યમવંત રહેતા. ઘણી વખત બાર વાગ્યા પછી જ એકાદિ તરપણી લઇ ગોચરી અર્થે નીકળતા, નીચી દૃષ્ટિએ જયણાપૂર્વક બે ચાર ઘર ફરતા અને જે કંઇ ભિક્ષા પ્રાપ્ત થતી તે લાવી પાણી સાથે ચોળી નાંખી વાપરતા. આ સંબંધે એકાદ વાર પ્રશ્ન કરતાં જવાબ મળ્યો હતો કે—'હોજરી માત્ર ભાડું માંગે છે, સ્વાદ માગતી નથી અને એ ભાડું પણ શરીરદ્વારા ધર્મકરણી થાય

એટલાં ખાતર આપવું પડે છે '–ઇંદ્રિયો પર કાબૂ અને નિઃસ્પૃહતા ઊડીને આંખે વળગે તેવા. મધ્યાન્હે ગોચરી જઇ રહેલા એ વાંકા વળેલા દેહવાળા મુનિજીને જોતાં ' અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશજી ' વાળી સજઝાય સહજ યાદ આવતી.

## કેટલાક ચિરસ્મરણીય પ્રસંગો—

ખંભાતમાં પધારેલા ત્યારે જિનાલયે દર્શનાર્થે જતાં તેમના જોવામાં આવ્યું કે મરનાર વ્યક્તિ પાછળ શ્રાવિકાઓ હદ બહારની રડારોળ કરે છે, છાતી–માથા કૂટે છે, પછાડો ખાય છે, છેડા વાળી ચકલા સુધી જાય છે એટલું જ નહિ પણ એ રોકકળમાં નથી જોવાતી મોડી રાત કે વહેલી પ્રભાત, આત્માની અમરતામાં શ્રદ્ધા ધરાવનાર શ્રી વીરના ઉપાસકો માટે આ વર્તાવ શોભાભર્યો નથી, એમ લાગતાં જ એ વાત ધ્યાનમાં રાખી તિથિના દિવસે જ્યારે ઉપાશ્રય ખીચોખીચ ભરાયેલો ત્યારે એ બનાવનો ઉલ્લેખ કરી, આત્માની અમરતા, દેહની નશ્વરતા સાદી ભાષામાં પણ અસરકારક શૈલીમાં સમજાવી અને એ માટે સગર ચક્રીના અને સુલસાના પુત્રોનો મૃત્યુ–પ્રસંગ ટાંકી બતાવી એવું વાતાવરણ જમાવ્યું કે સંખ્યાબંધ નારીઓએ વ્યવહાર તરિકે મરણ પાછળ એક દિન કરતાં વધુ રોકકળ કરવી નહીં એવા પચ્ચખ્ખાણ લીધા. તે દિવસથી અગાઉ ચાલતી હતી એ પ્રથાઓ જડમૂળથી ઉખડી ગઇ. બીજા એક પ્રસંગે એક જ પાણીનાં ઠામમાંથી માત્ર એકના એક પ્યાલાથી પાણી પીવાતું જોઇ એ કેવું ખરાબ છે? એથી ધર્મ દૃષ્ટિએ કેવી હાનિ છે? તે દર્શાવી પાણી પીવાના તેમ જ પાણી લેવાના જુદા પાત્ર રાખવાના નિયમ આપ્યા. આ તો સામાન્ય પ્રકારનો સ્મૃતિમાં રમતો

ઉલ્લેખ છે. બાકી તેમના લખાણોમાં જે વિવિધતા દૃષ્ટિગોચર થાય છે અને જે ભિન્ન ભિન્ન વિષયો પ્રતિ કલમ ચલાવેલી જોવામાં આવે છે તેના મૂળીયાં જુદા જુદા પ્રદેશમાંના વિહાર અને ત્યાં પ્રવર્તી રહેલી રસમોનું બારિકાઈથી કરેલ નિરીક્ષણ અને એ ઉપરથી તારવેલ રહસ્યમાંથી જડી આવે છે.

તેઓશ્રીની દૃષ્ટિમાં કેંદ્રસ્થાને 'ધર્મ' હોવા છતાં સામાજિક અને નૈતિક બાબતો કિંવા તંદુરસ્તી, સ્વચ્છતા કે સુઘડતા અથવા તો સાદાઇ જેવા વિષયો તદ્દન દુર્લક્ષ્ય નહોતા પામ્યા. જૈન સમાજ કેમ ઉન્નત થાય? જૈન સંતાનો કેમ જ્ઞાનસામગ્રીથી ભરપૂર બને? અને આત્મકલ્યાણના પંથે પળી માનવભવ પામ્યાનું સાર્થક્ય કેમ કરે? એ તેમના અંતરમાં અહોનિશ રમતી ભાવનાઓ હતી.

પાછલી જિંદગીનો મોટો ભાગ તેમણે શાશ્વત તીર્થની છાયામાં વ્યતીત કર્યો છે એટલે ત્યાંના જીવન પ્રતિ જરા આંખ ફેરવીએ.

ઘણીએ વખત તેઓ શત્રુંજય પહાડ પરથી ઉતરતાં સામા મળે. તાપ વધવા માંડ્યો હોય છતાં એઓ તો સમતાથી ઉપર ચડવા માટે ડગલાં ભરી રહ્યા હોય. દાદાના મંદિરમાં કે રાયણ પગલા હેઠળ ધ્યાનમાં લીન બન્યા હોય. મોડા ઉતરે ત્યારે તો ઉપવાસ કરી લે. એમની એકાંતપ્રિયતા અને ધ્યાનમગ્નતાનો એ પરથી ખ્યાલ આવે છે.

या निशा सर्वभूतानां, तस्यां जागर्ति संयमी । એ વાક્ય તેમના જીવનનો વિચાર કરતાં ડગલે પગલે યાદ આવે છે. દેવાલયમાં મૂર્તિ સામે એકતારતા સધાઇ હોય તો કલાકો વ્યતીત થઇ જાય. ઊંચી નજરે ભાગ્યે જ જોયું હશે અને

પાટીયાનું ઓઠીંગણુ જવલ્લે જ લીધું હશે ! શરીરયષ્ટિ વાંકી વળી ગઇ છતાં લખવા–વાંચવાની પ્રવૃત્તિ તો પૂર્વવત્ ચાલુ રાખેલી હતી. પ્રમાદ તો શોધ્યો ન જડે. જ્યારે નજર કરો ત્યારે કેવળ જોવાનું મળે પરમાર્થદૃષ્ટિભર્યું પ્રવૃત્તિમય જીવન. બાઇબલની માફક સંખ્યાબંધ ભાષામાં પરમાત્મા શ્રી મહાવીરદેવનો સંદેશ ઉતારી, પ્રત્યેક ઘરોમાં અને ધરતીના ચારે ખૂણામાં વિનામૂલ્યે પહોંચતો કરવાની તમન્ના હોવાથી નાના ટ્રેકટરૂપે સંખ્યાબંધ મણુકા શ્રી જૈન ધર્મ પ્રસારક સભા દ્વારા તેમના ઉપદેશથી પ્રગટ થયેલા જોવાય છે. ધર્મની વાત સિવાય તેમની સમિપ અન્ય કોઇ વિષય ચાલતો હોય જ નહીં, કદાચ કોઇ કાઢવા જાય તો જાણે ઠપકારૂપે કહેતા હોય તેમ કહી દે કે—

'ભલા માણસ ! તું તારું સંભાળ ને, શા સારુ પોતાનો સાબૂ લગાડી પારકાનો મેલ ધૂએ છે ?' કદાચ પોતાથી ભૂલ થઇ હોય તો ખમાવતાં રંચ માત્ર વિલંબ ન કરતા. એ પોતાનો શિષ્ય છે અથવા તો સામાન્ય શ્રાવક છે એ જોવાપણું તેમને નહોતું. તેમનું તો એક જ ધ્યેય—'**ખમીએ ને ખમાવીએ સા૦ એહિ જ ધર્મનો સાર તો;**'

એકાદ પ્રસંગે યોગ વહન કરી પદવી ગ્રહણ કરવાની વાત નીકળતાં તેઓ બોલ્યા હતા કે—

ભલા માણસ ! મારામાં હજી સાધુપદના સતાવીશ ગુણની તો બરાબર જમાવટ થઇ નથી ત્યાં બીજી વાત કેવી ? હું તો ગુણી પુરુષોનો રાગી છું અને સર્વનો મિત્ર છું. મુનિનો વેશ છે, ક્રિયા છે, પણ બધા ગુણો તો નથી, જેનામાં હોય તેને ધન્ય છે.

મહાત્મા ગાંધીજી સાથે તેમનો મેળાપ ધર્મશાળામાં થયો હતો. જૈનધર્મની કેટલીક ચર્ચા પછી ગાંધીજીએ કહ્યું હતું કે 'સાધુ-સાધ્વીઓ અવકાશના સમયમાં રેંટીયો કાંતે તો એમાં શું ખોટું છે ? શ્રાવકના રોટલા ખાઈને કેટલાકને મજા કે આનંદ કરતાં અથવા તો કલાકોના કલાકો કામના અભાવમાં નકામા ગપ્પામાં કે નિદ્રામાં વ્યતીત કરતા દેખું છું તેથી આ પ્રશ્ન મને ઉદ્ભવે છે.'

મુનિશ્રીએ શાંતિથી એ વેળા સાધુધર્મની વ્યાખ્યા ષટ્ પ્રકારના જીવોની રક્ષા અને મુનિઓને કરવાની કરણી એવી સુંદર રીતે સમજાવી કે જેથી ગાંધીજીને આનંદ થયો. એ વેળા તેમને લાગ્યું કે સાધુ સમુદાયમાં આવા રત્નો પણ પડ્યા છે. ચારિત્રસંપન્ન આવા શ્રમણો ત્યાગ-વૈરાગ્ય-અહિંસા અને સત્યનો સંદેશ પ્રચારવાનું કાર્ય કરે એ જ ઉચિત છે. એ દિવસથી મુનિશ્રીના હૃદયમાં ખાદીની પવિત્રતાએ અચળ સ્થાન જમાવ્યું. જીવનના અંત સુધી એનું પરિધાન મુનિશ્રીએ ચાલુ રાખ્યું.

ઉપસંહાર—

લેખસંગ્રહ ભાગ પહેલામાં મુનિશ્રીના યોગીજીવન સંબંધી યથાર્થ ઉલ્લેખ કરાયો હોવાથી અત્રે વધુ વિસ્તારનું કે પુનઃ એ વાત આલેખવાનું પ્રયોજન નથી. ટૂંકામાં એટલું જ કહેવું પર્યાપ્ત છે કે સંતોના જીવન લંબાણથી ઉકેલવાના કે-લાંબે સૂરે ગાવાને-બદલે એમના કોઈ કોઈ પ્રસંગો જાતે આચરણમાં ઉતારવાની ખાસ આવશ્યકતા છે.

મુનિશ્રીના જીવન પરત્વે જે સામગ્રી ઉપલબ્ધ થઈ એ પરથી ભક્તિભાવે મેં તો માત્ર શબ્દરચનારૂપ ફૂલગુંથણી કરી છે.

એમાં રહેલી ક્ષતિ માટે ક્ષમા ચાહી સમાપ્તિમાં એક આંગ્લ કવિનું નિમ્ન વચન આ આદર્શ મુનિશ્રીની સ્મૃતિમાં તાજું રાખવાનું કહી વિરમું છું. ૐ શાંતિ.

The heights by great-men were reached & kept,
Were not attained by sudden flight;
But they while their companions slept,
Were toiling upward in the night.

'મોટા મનુષ્યોએ જે મહત્તા પ્રાપ્ત કરી છે અને એને ટકાવી રાખી છે તે કાંઇ એકાએક કૂદકો મારીને પ્રાપ્ત નથી કરી હોતી; પણ જ્યારે તેમના સાથીઓ ઊંઘતા હોય છે કિંવા આળસમાં ઝોકા ખાતાં હોય છે ત્યારે તેઓએ એ સમયનો સખત મહેનત કરવામાં ઉપયોગ કરી આગળ કૂચ ચાલુ રાખીને મેળવેલી હોય છે.'

**મોહનલાલ દીપચંદ ચોકસી.**



# પ્રસ્તાવના

મુંબઈમાં નીમાયેલી **શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ** તરફથી પ્રગટ થતા મુનિરાજશ્રી કર્પૂરવિજયજીએ **"શ્રી જૈન ધર્મ પ્રકાશ"** વિગેરેમાં લખેલા લેખોના સંગ્રહનો આ બીજો ભાગ છે. આ ભાગના પ્રારંભના ૨૧૧ પૃષ્ઠ તો **શ્રી સૂક્તમુક્તાવળીએ** જ રોકયા છે. તેમાં ધર્મ, અર્થ, કામ ને મોક્ષ—એ ચાર પુરુષાર્થનું બહુ જ અસરકારક વર્ણન આવેલું છે. સૂક્તમુક્તાવળી પદ્યબંધ—બહોળે ભાગે માલિનીવૃત્તમાં, ગુજરાતી ભાષામાં સં. ૧૭૫૪ માં **પંડિત શ્રી કેશરવિમળજીએ** બનાવેલ છે. તેનો અર્થ-વિસ્તાર લેખકમહાશય સ્વ૦ સદ્૦ શ્રી કર્પૂરવિજયજીએ સવિશેષપણે કર્યો છે. પ્રથમ **ધર્મ** વર્ગમાં દેવ, ગુરુ, ધર્મ વિગેરે ૩૬ અધિકારો છે. દરેક અધિકારોમાં બે બે માલિનીવૃત્ત છે. તેના અર્થવિસ્તારને લઇને એ વર્ગે પૃષ્ઠ ૧૧૦ રોકેલા છે. બીજા **અર્થ** વર્ગમાં સોળ જુદા જુદા અધિકારો છે. સાત વ્યસન—ત્યાગનો વિષય તેમાં સમાવેલો છે. એ વર્ગે ૪૦ પૃષ્ઠ ( ૧૧૧ થી ૧૫૦ ) રોકયા છે. ત્રીજા **કામ** વર્ગમાં સાત અધિકારો છે. તેણે માત્ર ૧૮ પૃષ્ઠ જ ( ૧૫૧ થી ૧૬૮ ) રોકયા છે. ચોથા **મોક્ષ** વર્ગમાં દશ અધિકાર છે. પેટા વિભાગ ગણતાં વધારે અધિકારો છે. એ વર્ગે કુલ ૪૩ પૃષ્ઠ ( ૧૬૯ થી ૨૧૧ ) રોકયા છે. આમાં ચોથો વર્ગ ને પહેલો વર્ગ ખાસ વાંચવા ને સમજવા લાયક છે. એમાં કવિશ્રીએ કવિત્વશક્તિ બતાવવા સાથે તે તે વિષયનું વિજ્ઞાન પરિસ્ફુટ કરી બતાવ્યું છે. વિવેચનકારે પણ મૂળકર્તાના કથનને સારી પુષ્ટિ આપી છે.

પૃષ્ઠ ૨૧૨ થી ૩૨૮ સુધીમાં **ઉપદેશક વાકયામૃત સંગ્રહના** મથાળા નીચે જુદા જુદા ( ૬૦ ) લેખો આપેલા છે. આ લેખોમાંના દરેક વાકયો આત્માને અમૃત સમાન હિત કરે તેવા છે. તેનો ખરો અનુભવ વાંચનારને જ થાય તેમ છે.

પ્રારંભમાં આપેલ સૂક્તમુક્તાવળી એક ગ્રંથ સમાન છે. તે વિષયમાં આવું વિસ્તૃત વિવેચન લેખકમહાશયે જ લખ્યું છે. વાંચવાથી આહ્લાદ થવા સાથે આત્માને અસર કરે તેવો ઉલ્લેખ છે. આ ગ્રંથ તેની અંતર્ગત દર્શાવાયેલી કથાઓ સાથે પણ છપાયેલો છે.

પ્રસ્તુત લેખસંગ્રહના લેખવિધાતા માટે જે લખવું ઘટે તે આ સાથે આપેલા ભાઇશ્રી ચોકસીએ લખેલા મહારાજશ્રીના ટૂંકા જીવનચરિત્રમાં લખ્યું છે, જેથી તેમને માટે વધારે લખવા જેવું રહ્યું નથી; છતાં એ મહાપુરુષના સંસારીપણાથી હું સંબંધમાં આવેલો હોવાથી એમના સંબંધમાં મને કેટલોક અનુભવ થયેલો હોવાથી તેને અંગે કાંઇક લખ્યા વગર રહી શકું નહિં. સંસારીપણામાં જ એમની ચારિત્ર ગ્રહણ કરવાની આકાંક્ષા એટલી બળવાન હતી કે તેના પ્રવાહને કોઇ રોકી શકે તેમ નહોતું. શાંતમૂર્તિ, સ્વપરહિતપરાયણ, કાર્યદક્ષ **મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી** મહારાજના અમે શ્રાવકપણામાં પણ યથાયોગ્ય ભક્તિ કરવાની જિજ્ઞાસાવાળા હતા તેથી **સુસ્થિત રાજા**ની સુદૃષ્ટિ થવાથી **ધર્મબોધકર મંત્રી**એ **ભવ્ય પુરુષ**ને જેમ ત્રણ ઔષધો તેના રોગનિવારણ માટે આપ્યા તેમ ચારિત્રધર્મ રાજાના સેવક ગુરુમહારાજની તેમના પર સુદૃષ્ટિ થવાથી અમે એ સંસારી બંધુ **કુંવરજી** નામધારકને ચારિત્ર સંપાદન કરવા માટે યથાશક્તિ સહાય કરી હતી અને તેમના પિતાશ્રી વિગેરે કુટુંબીઓને અનુકૂળ કરવામાં બનતો પ્રયાસ કર્યો હતો.

ચારિત્ર ગ્રહણ કર્યા પછી તેઓ ગુરુમહારાજની યથાયોગ્ય સેવાભક્તિ કર્યા કરતા હતા. પછી જ્ઞાનાભ્યાસ કરીને જ્યારે તેમની વૃત્તિ પ્રાપ્ત થયેલા જ્ઞાનના નિઝરણારૂપે લેખો લખીને પરોપકાર કરવાની થઇ ત્યારે હું **શ્રી જૈન ધર્મ પ્રસારક સભા**નો એક કાર્યવાહક હોવાથી તે મહાત્માના લેખોને **શ્રી જૈન ધર્મ પ્રકાશ**માં દાખલ કરવાની શરૂઆત કરી દીધી. જો કે પ્રથમ શ્રી મેસાણામાં **શ્રી જૈન શ્રેયસ્કર મંડળ**ના કાર્યવાહક પરમ શ્રાવક **વેણીચંદભાઇ**એ તેમના લેખોને જૈન હિતબોધ

અને જૈનહિતોપદેશ ભાગ ૧-૨ માં સ્થાન આપીને બુકરૂપે બહાર પાડવાનું કાર્ય કર્યું હતું.

લેખો લખતાં લખતાં તેમની ઇચ્છા નાના નાના ટ્રેકટો બહાર પાડવાની થતાં અમે તે વિચારને ઉત્તેજન આપ્યું એટલે તેને પરિણામે **શ્રી બુદ્ધિ-વૃદ્ધિ-કર્પૂર ગ્રંથમાળાના** મણકા બહાર પડવાની શરૂઆત શ્રી જૈન ધર્મ પ્રસારક સભાદ્વારા જ કરવામાં આવી. એ માળાનાં કુલ ૩૪ મણકાઓ બહાર પડ્યા છે. તેનું લિસ્ટ **સુભાષિત રત્નખંડ** નામના છેલ્લા મણકામાં આપેલું છે. એ મણકાઓમાં કેટલાક મણકાઓ તો ખાસ એમના પોતાના સ્વતંત્ર લખેલા જ છે; કેટલાક ભાષાંતરરૂપે તેમના જ લખેલા છે અને કેટલાક તેમના જ કરેલા સંગ્રહરૂપે છે. બાકી કેટલાક મણકા અન્ય લેખકોના છે. આ મણકાઓ વાંચતા એટલો આનંદ થાય તેમ છે કે તે અહીં શબ્દદ્વારા વર્ણવી શકાય તેમ નથી તેથી તે મેળવો, વાંચો ને વિચારો એટલી ભલામણ કરીને જ વિરમવું યોગ્ય લાગે છે. એમાંથી અત્યારે માત્ર ૧૧ મણકાઓ જ મળી શકે છે, તે શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી માત્ર પોસ્ટેજના નવ આના મોકલવાથી ભેટ મળી શકે છે. થોડા વખત પછી તેટલા મણકા પણ મળવા સંભવ નથી.

આ મહાપુરુષનો અંગત પરિચય તેમણે ચારિત્ર ગ્રહણ કર્યા પછી જ્યારે જ્યારે ભાવનગર પધારતા ત્યારે ત્યારે થયો છે, તેમ જ શ્રી પાલીતાણાના છેવટના નિવાસ વખતે જ્યારે જ્યારે મારે યાત્રાનિમિત્તે ત્યાં જવું થતું ત્યારે ત્યારે થયેલો છે. તે વખતે અનેક પ્રકારની ધર્મચર્ચાઓ થતી, જેમાં મુખ્ય સાધ્યબિંદુ તો 'આત્મા કેમ ઊંચો આવે ?' તેની વિચારણાનું જ રહેતું. હું કલાક, બે કલાક કે ત્રણ ત્રણ કલાક પણ તેમની પાસે બેસી એમના પરિચયનો લાભ લેતો.

આવા ત્યાગી, વૈરાગી, ચારિત્રના ખપી, આત્મનિંદા ને ગુણીની પ્રશંસા કરનારા, સદ્‌ગુણના પરમરાગી મુનિઓની સંખ્યા અત્યારે બહુ અલ્પ જોવામાં આવે છે. એમનો કાળધર્મ થયો ત્યારે હું કર્મભાગ્યે તેમની સમીપે જઇ

શક્યો નહોતો, પરંતુ તેમનો કાળધર્મ થવાથી મને એક પરમપ્રિય પરમોપકારી ધર્મદાતાનો અભાવ થતાં જેટલી દિલગીરી થવી જોઇએ તેટલી દિલગીરી થઇ હતી.

એમની વૃત્તિ સામાજિક સુધારા કરવાની પણ હતી, કારણ કે એઓ માનતા હતા કે અજ્ઞાનજન્ય રૂઢીઓ–મિથ્યાત્વી જનોના પરિચયાદિકથી જૈનવર્ગમાં એટલી બધી પેસી ગઇ છે કે બનતા પ્રયાસે જો તેનું નિવારણ કરવામાં આવશે તો જ જૈનબંધુઓ સમ્યક્ત્વવાસિત રહી શકશે, નહીં તો ઓછેવત્તે અંશે મિથ્યાત્વની વાસના વધતી જશે. આ સંબંધમાં તેમણે કેટલાક લેખો પણ લખ્યા છે તે આ ભાગમાં પ્રસિદ્ધ થયેલા છે.

સદ્ગુણાનુરાગીની ગુરુભક્તિ પણ બહુ સુંદર હતી. તેમણે ગુરુમહારાજની અને પંન્યાસજી ગંભીરવિજયજી મહારાજની એવી સારી ભક્તિ કરી છે કે તેમણે મેળવેલું જ્ઞાન જે સચ્ચારિત્રરૂપે પરિણામ પામ્યું છે તે ગુરુભક્તિનો જ પ્રભાવ છે એમ હું માનું છું. ગુરુભક્તિ એ અપૂર્વ રસાયણ છે.

ઉપદેશશૈલી પણ એમની રોચક હતી. તેઓ મિષ્ટ શબ્દોમાં એવી રીતે ઉપદેશ આપતા હતા કે વ્યક્તિપરત્વે જે પ્રકારનો ત્યાગ કરાવવાની તેમને જરૂર લાગતી તે જરૂર કરાવી શકતા હતા. મારાથી થયેલ યત્કિંચિત્ પૌદ્ગલિક વસ્તુનો ત્યાગ પણ એમણે વચનદ્વારા અને મૂકપણે આપેલા ઉપદેશનું જ પરિણામ છે એમ હું માનું છું.

સદાચરણ એ એવી વસ્તુ છે કે તે ફોટોગ્રાફની જેમ તેની અન્ય યોગ્ય વ્યક્તિ પર આબાદ છાપ પાડે છે. અયોગ્યને બાદ કરવાનું કારણ એ જ છે કે તેમને શબ્દદ્વારા આપેલો ઉપદેશ પણ સફળ થતો નથી.

જેમણે જેનો સ્વાદ લીધો હોય–જેનું ફળ મેળવ્યું હોય તે તેના વારંવાર વખાણ કરે તેમ એ મહાત્મા બ્રહ્મચર્યની વારંવાર પુષ્ટિ કરતા હતા અને સન્માર્ગમાં આગળ વધવા ઇચ્છનારે જરૂર એ માર્ગને અનુસરવું

એવી ખાસ ભલામણ કરતા હતા. બ્રહ્મચર્ય એ આત્માનો અપૂર્વ ગુણ છે. દરેક આગળ વધેલા આત્માઓએ એનું પાલન કરેલું હોય છે અને તેને પરિણામે તેઓ અતિ મહત્ત્વના કાર્યો કરી શક્યાં છે.

પહેલા ભાગમાં આપેલા ઉપોદ્ઘાતમાં ને આમુખમાં કેટલીક એમના લેખો વિગેરેને અંગે ખાસ વિવેચના કરવામાં આવી છે તે વાંચવાની જ ભલામણ કરવી યોગ્ય લાગે છે. તેનું અહીં પુનરાવર્તન કરવામાં આવતું નથી.

આ વિભાગની ને પ્રથમ વિભાગની અનુક્રમણિકા વાંચવાથી તેમના મગજનું સમતોલપણું અને તેમાં વાસ કરી રહેલા આત્મબોધનું વિશાળપણું જણાઈ આવે તેમ છે. જુદા જુદા પ્રસંગે લખાયેલા છતાં બનતા સુધી તેમણે પોતાનાં લેખોમાં પુનરુક્તિ દોષ આવવા દીધો નથી.

હજુ તેમના લેખો એટલા બાકીમાં છે કે તેને માટે બીજા બે ભાગ તો જરૂર કરવા પડશે. પ્રશમરતિ પ્રકરણને અંગે તેમણે ઘણું લખ્યું છે. એ ગ્રંથ એમને બહુ જ પ્રિય હતો, કારણ કે તેમાં શાંતરસ ઠાંસી-ઠાંસીને ભર્યો છે. તેઓશ્રી વારંવાર તેમાં આવેલ હકીકતો બોધરૂપે કહેતા હતા.

આટલું જણાવી આ ટૂંકી પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે. એમના ગુણાનુવાદને અંગે જેટલું લખીએ તેટલું થોડું છે. ઇત્યલં વિસ્તરેણ.



કાર્તિક કૃષ્ણ પંચમી
સં. ૧૯૯૬

કુંવરજી આણંદજી
ભાવનગર

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ



સન્મિત્ર, સદ્‌ગુણાનુરાગી પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી જેઓ સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ મે દેહમુક્ત થયા તેમની પહેલા વર્ષની પુણ્યતિથિ ઉજવવાને મુંબઇમાં શ્રી જૈન બાળ મિત્રમંડલ તથા ખંભાત વીશા પોરવાડ જૈન યુવક મંડળના આશ્રય નીચે ગોડીજીના ઉપાશ્રયમાં અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવરના પ્રમુખપણા નીચે એક સભા સં. ૧૯૯૪ ના આસો વદિ ૮ ના રોજ મળી હતી. તે વખતે શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી તરફથી એમનું નામ કાયમ રાખવાની સૂચના થતાં એમ નિશ્ચય થયો કે 'એ પુણ્યપુરુષનું નામ કોઇ સંગીન યોજના કરીને ચિરસ્થાયી કરવું.' પછી શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ એને માટે જો ફંડ થાય તો રૂા. ૧૦૧) ભરવા ઇચ્છા દર્શાવી. તે વાતને પુણ્યાત્મા પૂજ્ય કર્પૂરવિજયજીના ગુણોથી અતિશય આકર્ષાયેલ ચિત્તવાળા પંન્યાસજી પ્રીતિવિજયજીએ ટેકો આપ્યો અને પોતાથી બની શકતી દરેક જાતની સહાય આપવા તત્પરતા બતાવી. તે મીટિંગમાં શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી, રાજપાળ મગનલાલ વહોરા, નરોત્તમદાસ ભગવાનદાસ શાહ તથા વાડીલાલ જેઠાલાલ શાહે સમયોચિત ભાષણો કર્યાં; તેથી પંન્યાસજી બહુ પ્રસન્ન થયા અને પોતાથી બની શકે તે રીતે શ્રાવકો પર આગ્રહપૂર્વક લાગવગ ચલાવી, એને પરિણામે સારી રકમો ભરાઇ.

સમિતિનું કામ નાણા ભરનારા સભ્યોની મીટિંગમાં નીમાએલી વ્યવસ્થાપક સમિતિ કરે છે. તેમાં નીચેના ગૃહસ્થો છે.

૧ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ.
૨ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી.
૩ મોહનલાલ દીપચંદ ચોકસી.
૪ વાડીલાલ જેઠાલાલ શાહ.
૫. હીરાભાઇ રામચંદ મલબારી.
૬ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ
૭ રાજપાળ મગનલાલ વહોરા

વ્યવસ્થાપક સમિતિએ નરોત્તમદાસ ભગવાનદાસ શાહની માનદ મંત્રી તરીકે નિમણૂક કરી છે અને બેંક ઑફ ઇંડિયામાં પૈસા રાખવાની ગોઠવણ કરી છે. શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી અને વાડીલાલ ચતુર્ભુજ ગાંધી એ ચાર નામથી બેંકમાં ખાતું ખોલ્યું છે.

શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહનું પ્રેસકૉપી અને સંશોધનનું કામ માસ્તર લક્ષ્મીચંદ સુખલાલ શાહ વેતનસહિત કરે છે.

સમિતિએ ઠરાવ કર્યો છે કે મુનિ કર્પૂરવિજયજી મહારાજના જે લેખો 'શ્રી જૈનધર્મપ્રકાશ' માં, 'શ્રી આત્માનંદપ્રકાશ'માં, 'જૈન' પત્રમાં અથવા બીજા પત્રોમાં આવ્યા હોય તે સર્વનો સંગ્રહ કરીને એક લેખસંગ્રહ બહાર પાડવો. તે પ્રમાણે ભાદરવા શુદિ ૧૦ મે પહેલો ભાગ બહાર પડી ગયો છે. તે પછી બીજો ભાગ આ બહાર પડે છે. અને સમિતિએ ત્રીજો ભાગ બહાર પાડવાનો પણ નિર્ણય કર્યો છે.

સમિતિએ ઠરાવ્યું છે કે રૂા. ૫૦૧) ભરનારને પાંચ નકલ મફત આપવી, રૂા. ૨૫૧) ભરનારને ત્રણ નકલ મફત આપવી. રૂા. ૧૦૧) ભરનારને એક નકલ મફત આપવી અને તેથી ઓછું ભરનારને અર્ધી કિંમતે એટલે પડતર કરતાં પા કિંમતે આપવી. સામાન્ય જૈન ભાઇ, જેણે કંઇ ભર્યું ન હોય, તેને અર્ધી કિંમતે આપવી. આ ઉપરથી જોઇ શકાશે કે આ સમિતિનો ઉદ્દેશ પૂજ્ય મુનિરાજના પુણ્યરૂપ જ્ઞાનકાર્યમાં બની શકતી રીતે વધારો કરવાનો છે.

આ લેખસંગ્રહના ભાગો **મેઘજી હીરજી બુકસેલર, પાયધુની, મુંબઇ**ને ત્યાંથી તથા **શ્રી જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર** અને **શ્રી આત્માનંદ સભા, ભાવનગર** પાસેથી મળી શકશે.

જે મુનિરાજો, સાધ્વીજીઓ તથા જૈન સંસ્થાઓને આ

પુસ્તક મેળવવા ઇચ્છા હોય તેમણે પોસ્ટેજના ચાર આના મોકલવાથી વિના મૂલ્યે મળી શકશે.

પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના પ્રશંસકો, ગુણાનુરાગીઓ અને સર્વ જૈન બંધુઓને આ સમિતિ સંબંધી જે કાંઇ જાણવા ઇચ્છા હોય તેમણે

**શાહ નરોત્તમદાસ ભગવાનદાસ—ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.**

એ શિરનામે પત્ર લખવો, જેથી બધી માહિતી મળી શકશે.

---

## મુનિ-કર્પૂરવિજય સ્તુતિ

( રાગ—જાઓ જાઓ અય મેરે સાધુ. )

**રાખો હેયે છબી નિર્મળ જ્ઞાની કર્પૂર ગુરૂવરની-ટેક**

ગુરૂ દર્શન ને ગુરૂના ગીતો, સર્વે સુખનો સાર;
ગુરૂ વાણીથી દુ:ખમય સઘળો, તરાય છે સંસાર. **રાખો૦ ૧**

ગુરૂ બતાવે માર્ગ મોક્ષનો, શિખવે સાર અસાર;
ભવથી તારે જે પ્રેમેથી, તે ગુરૂ મુજ આધાર. **રાખો૦ ૨**

શાંત વદન છે જેનું રૂડું, મુખપર દિવ્ય પ્રતાપ;
ભવિને તારે જાતે તરતા, બોધિ વીરનો જાપ. **રાખો૦ ૩**

જિન પ્રભુ જે ભવ ઉદ્ધારક, ગુરૂ આપે તે રાહ;
સાચા મોક્ષ તણા ગુરૂ દાતા, ગુરૂ ટાળે ઉર દાહ. **રાખો૦ ૪**

ગુરૂ છે દર્શક **અજિત** પદના, ગુરૂ વિણુ જગ અંધાર;
સુનિ **હેમેન્દ્ર** ધરી શુચિ **બુદ્ધિ**, નમતો વારંવાર. **રાખો૦ ૫**

**મુનિ. હેમેન્દ્રસાગરજી**

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિના ફંડમાં નાણા આપનારનાં મુબારક નામો.

## વર્ગ પહેલો—પેટ્રન

| | | |
|---|---|---|
| ૧ | શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. | રૂ. ૫૦૧) |
| ૨ | રાવસાહેબ કાંતિલાલ ઇશ્વરલાલ જે. પી. | ૫૦૧) |
| ૩ | સંઘવી જીવરાજ કમળશીની વતી ભાઇ કસળચંદ કમળશી | ૫૦૧) |
| ૪ | શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી | ૫૦૧) |
| ૫ | ,, મોહનલાલ વસનજી હ. હરકીસનદાસ | ૫૦૧) |

## વર્ગ ત્રીજો

| | | |
|---|---|---|
| ૧ | શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી | ૧૦૧) |
| ૨ | ,, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ | ૧૦૧) |
| ૩ | ,, શાંતિલાલ દયાળજી | ૧૦૧) |
| ૪ | ,, માણેકચંદ જેચંદ જાપાન | ૧૦૧) |
| ૫ | ,, સકરચંદ મોતીલાલ મૂળજી | ૧૦૧) |
| ૬ | ,, વાડીલાલ પુનમચંદ | ૧૦૧) |
| ૭ | સેન્ડહર્સ્ટરોડના ઉપાશ્રય તરફથી હા. શેઠ મંગળદાસ | ૧૦૧) |
| ૮ | શેઠ કરમચંદ ચુનીલાલ | ૧૦૧) |
| ૯ | ,, ગિરધરલાલ ત્રિકમલાલ | ૧૦૧) |

## વર્ગ ચોથો

| | | |
|---|---|---|
| ૧ | શેઠ નાનાલાલ હરિચંદ | ૫૧) |

## વર્ગ પાંચમો

| | | |
|---|---|---|
| ૧ | શેઠ જીવરાજ ભીખાભાઇ | ૨૫) |
| ૨ | ,, માણેકચંદ કુંવરજી કુંડલાવાળા | ૨૫) |

| | | |
|---|---|---|
| ૩ | શેઠ ગોવિંદજી વિઠલદાસ વાળુકડવાળા | ૨૫) |
| ૪ | ,, છોટાલાલ મગનલાલ–ભાવનગરવાળા | ૨૫) |
| ૫ | શાહ નરોત્તમદાસ ભગવાનદાસ | ૨૧) |
| ૬ | શેઠ અમરચંદ ઘેલાભાઇ ગાંધી | ૨૧) |
| ૭ | ,, જાદવજી ઝવેરભાઇ ભાઇચંદ | ૧૫) |
| ૮ | ,, મોહનલાલ મગનલાલ | ૧૫) |
| ૯ | ,, હરખચંદ કપુરચંદ | ૧૫) |
| ૧૦ | ,, ફતેચંદ ઝવેરભાઇ ભાઇચંદ | ૧૧) |
| ૧૧ | ,, વાડીલાલ સાંકળચંદ વોરા | ૧૧) |
| ૧૨ | ,, હરખચંદ રતનચંદ–ચાંદવડ | ૧૧) |
| ૧૩ | ,, ખૂમચંદ ગુલાબચંદ–શીશોદરા | ૧૧) |
| ૧૪ | ,, દલીચંદ ગુમાનચંદ | ૧૧) |
| ૧૫ | ,, ભોગીલાલ પુરૂષોત્તમદાસ–અમદાવાદ | ૧૧) |
| ૧૬ | ,, હીરાભાઇ રામચંદ મલબારી | ૧૧) |
| ૧૭ | ,, શાંતિલાલ ઓધવજી | ૧૧) |
| ૧૮ | ,, દુર્લભજી મૂળચંદ–ભાવનગરવાળા | ૧૧) |
| ૧૯ | ,, કાળીદાસ નેમચંદ–મોરવાડા | ૫) |
| ૨૦ | ,, મોહનલાલ દીપચંદ ચોકસી | ૫) |
| ૨૧ | ,, મણિલાલ કુંવરજી–રાધનપુર | ૫) |
| ૨૨ | ,, ગુલાબચંદ ડાહ્યાભાઇ | ૫) |
| ૨૩ | ,, નટવરલાલ હરકીસનદાસ | ૫) |
| ૨૪ | ,, છોટુભાઇ ભિખાભાઇ | ૫) |
| ૨૫ | ,, રતિલાલ ફૂલચંદ | ૨) |



# શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભાગ ૨ જા ના વિષયોની

## લેખાનુક્રમણિકા.



## સૂક્ત મુક્તાવલી

| ક્રમાંક | પૃષ્ઠાંક |
|---|---|
|  |

| ક્રમાંક | પૃષ્ઠાંક |
|---|---|

ક્રમાંક | પૃષ્ઠાંક

ક્રમાંક પૃષ્ઠાંક



સદ્ગુણાનુરાગી સન્મિત્ર મુનિ મહારાજ
શ્રી કર્પૂરવિજયજી

# લેખ સંગ્રહ



## ભાગ ૨ જો

# સૂક્ત મુક્તાવળી



## ધર્મવર્ગ

### ( અધિકારો )

( શાર્દૂલ વિક્રીડિત )

तत्त्वज्ञानमनुष्यसज्जनगुणा न्यायप्रतिज्ञाक्षमा,
त्रिकरणशुद्धि च कुलं विवेकविनयौ विद्योपकारोद्यमाः ।
दानक्रोधदयादितोषविषयास्त्याज्यप्रमादस्तथा,
साधुश्रावकधर्मवर्गविषये ज्ञेयाः प्रसंगा ह्यमी ॥ १ ॥

" દેવ, ગુરુ, ધર્મ—એ ત્રણ તત્ત્વ, જ્ઞાન, મનુષ્યજન્મ, સજ્જન, ગુણ, ન્યાય, પ્રતિજ્ઞા, ક્ષમા( ઉપશમ ), ત્રિકરણ શુદ્ધિ, કુળ, વિવેક, વિનય, વિદ્યા, ઉપકાર, ઉદ્યમ, દાન, શિયળ, તપ, ભાવ, ક્રોધ, માન, માયા, લોભ, દયા, સત્ય, ચોરી, કુશીલ, પરિગ્રહ, સંતોષ, ઇંદ્રિયોના વિષય, તેની ત્યાજ્યતા, પ્રમાદ, સાધુધર્મ ને શ્રાવક ધર્મ—એમ કુલ ૩૬ અધિકારો છે.



# ...કત મુક્તાવળી




## પુરુષાર્થ-ધર્મ વર્ગ

### ૧ દેવતત્ત્વ

દેવાધિદેવ અરિહંત ભગવાન્ કેવા હોય તે બતાવે છે.

( માલિની વૃત્ત )

સકળ કરમવારી, મોક્ષ-માર્ગાધિકારી,
ત્રિભુવન ઉપગારી, કેવળજ્ઞાનધારી;
ભવિજન નિત સેવો, દેવ એ ભક્તિભાવે,
ઇહ જ જિન ભજંતા, સર્વ સંપત્તિ આવે. ૧

જિનવર પદ સેવા, સર્વ સંપત્તિદાઈ,
નિશિદિન સુખદાઇ, કલ્પવલ્લી સહાઈ;
નમિ વિનમિ લહીજે, સર્વ વિદ્યા વડાઈ,
ઋષભ જિનહ સેવા, સાધતાં તેહ પાઈ. ૨

---

સ્વ. સદ્ગુણાનુરાગી પૂજ્ય મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજના સ્મરણાર્થે સ્થપાયેલી " શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ "ની યોજના અનુસારે " શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભાગ પહેલો " બહાર પાડ્યો છે. તેમાં " શ્રી જૈનધર્મ પ્રકાશ "ના જુદા જુદા વર્ષના પુસ્તકોમાંથી જુદા જુદા વિષયો પરત્વે લખેલા લેખો દાખલ કર્યા છે. આ બીજા ભાગના પ્રારંભમાં " શ્રી જૈનધર્મ પ્રકાશ "ના જુદા જુદા અંકોમાં આવેલા **" સૂક્ત મુક્તાવળી "** નામના ઘણા જ બોધદાયક ગ્રંથનું તથા શાન્તરસોત્પાદક **પ્રશમરતિ પ્રકરણનું** વિવેચન દાખલ કરવામાં આવશે.

જે સઘળાં કર્મ નિવારીને **તીર્થંકર** પદવી પમાય છે તે આવી રીતે—

> જ્ઞાનાવરણીય[1] ક્ષય કરી, દર્શનાવરણી[2] કર્મ,
> વેદની[3] કર્મ દૂરે કરી, ટાળ્યું મોહની[4] કર્મ;
> નામકર્મ[5] અને આયુકર્મ,[6] ગોત્ર[7] અને અંતરાય[8],
> અષ્ટ કર્મ તે એણીપરે, દૂર કર્યાં મહારાય.

શ્રી તીર્થંકર પરમાત્માના લક્ષણ તથા તેમના ગુણ વિગેરે દૃષ્ટાન્તથી સમજાવે છે.

રાગ–દ્વેષાદિક સઘળા દોષો સર્વથા દૂર કરી નાંખવાથી જેમને અનંતા ગુણો પ્રગટ થયા છે અને ત્રિભુવન એટલે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળવાસી પ્રાણીઓ ઉપર જે સદા ય ઉપકાર કરી રહ્યા છે, વળી જગત્‌માત્રની સર્વ વાત સંપૂર્ણ રીતે જાણી શકાય એવું નિર્મળ કેવળજ્ઞાન જેમને પ્રાપ્ત થયેલું છે એવા દેવાધિદેવ **શ્રી અરિહંત ભગવાન**ની હે ભવિજનો ! તમે પૂર્ણ પ્રેમથી નિરંતર સેવા–ભક્તિ કરો. પૂર્ણ પ્રેમથી પ્રભુની સેવા–ભક્તિ કરવાથી તમે સઘળી સુખ–સંપદા સહેજે પામી શકશો.

સકળ દોષ રહિત શ્રી જિનેશ્વર ભગવાનની સેવા–ભક્તિ સર્વ સંપત્તિને આપવાવાળી છે અને સદા ય સુખ–સમાધિને કરનારી છે, તેથી તે (પ્રભુની ભક્તિ) કલ્પવેલી જેવી ભવિજીવોને વાંછિત ફળ આપનારી કહી છે. જુઓ શ્રી **ઋષભદેવ** ભગવાનની **ખરા** ભાવથી સેવા–ભક્તિ કરવાથી **નમિ** અને **વિનમિ** સર્વ વિદ્યા સહિત વિદ્યાધરની ઋદ્ધિ પામ્યા છે. તેનું દૃષ્ટાંત નીચે પ્રમાણે—

પ્રથમ ભગવાને ગૃહસ્થાવસ્થામાં કચ્છમહાકચ્છના પુત્ર **નમિ** અને **વિનમિ**ને પુત્ર તરીકે પાળ્યા હતા. જ્યારે ભગવાને દીક્ષા

લીધી ત્યારે તે બન્ને પરદેશ ગયેલા હતા. પરદેશથી જ્યારે પાછા આવ્યા ત્યારે તેમને લાયક રાજ્યભાગ **ભરત**ચક્રીએ આપવા માંડ્યો, પરંતુ તેમણે આપવા માંડેલો રાજ્યભાગ તેમણે લીધો નહિ અને તેઓ બન્ને ઋષભદેવ ભગવાન્ પાસેથી જ તે ભાગ લેવાનો નિશ્ચય કરીને, પ્રભુ પાસે આવી ઉચિત સેવા–ભક્તિ કરી રાજ્યભાગ માગવા લાગ્યા. પ્રભુ તો કાઉસગ્ગ ( કાયોત્સર્ગ ) ધ્યાને મૌનપણે જ રહેતા હતા, તો પણ બન્ને ભાઇઓનો પ્રભુ પ્રત્યે ગાઢ ભક્તિભાવ જોઈને પ્રસન્ન થએલા પ્રભુને વંદન કરવા આવેલા ધરણેંદ્રે તેમને ૪૮૦૦૦ પાઠસિદ્ધ વિદ્યાઓ આપી અને વૈતાઢ્ય પર્વત ઉપર જઇ વિદ્યાધરયોગ્ય નગરો વસાવીને રહેવાને કહ્યું. આવી રીતે જિનેશ્વર ભગવાનની સાચા ભાવથી ભક્તિ કરવાવડે અનેક જીવો સુખી થયા છે એમ સમજી આપણે પણ પ્રભુસેવાના રસિક થવું અને આપણાં કુટુંબી–સંબંધીઓને પણ પ્રભુભક્તિના રસિક કરવા.

સારાં ધોયેલાં વસ્ત્ર (સ્વચ્છ કપડાં) પહેરીને પ્રભુના દર્શન કરવા માટે પ્રભાતે, બપોરે અને સાંજે એમ ત્રણ વખત નિયમસર જવું. નિસીહિ કહી દેરાસરના દ્વારમાં પ્રવેશીને ઘર સંબંધી વાતચીત કરવી નહીં કે કોઈ જાતનો કલેશ–કંકાસ કોઈ સાથે કરવો નહિ. પ્રભુ સન્મુખ સારા અખંડ **ચોખા**વડે સ્વસ્તિક કરીને તેની ઉપર બદામ, સોપારી, શ્રીફળ વિગેરે **સરસ ફળ** અને શુદ્ધ સ્વદેશી સાકર પ્રમુખથી બનાવેલા પકવાન્નરૂપ **નૈવેદ્ય** ધરવું. પછી પ્રાર્થના કરવી કે:—

" હે દેવાધિદેવ પ્રભુ ! આપ મારા જન્મ, જરા અને મરણનાં દુઃખ નિવારો. મને નિર્મળ જ્ઞાન, નિર્મળ શ્રદ્ધા અને

સદ્વર્તન મને પ્રાપ્ત થાય એવી સુબુદ્ધિ આપો. મારાથી કંઇ પણ લોકવિરુદ્ધ કાર્ય ન થાય, હું સદા ય ન્યાયમાર્ગે જ ચાલતો રહું, મારા વડીલોની સદા ય પ્રેમથી સેવાભક્તિ કરું, પરોપકારનાં કામ કરું અને સદ્ગુરુનો જોગ પામી જીવતાં સુધી તેમની આજ્ઞાનું અખંડ પાલન કરું. મને આપની કૃપાથી આ પ્રમાણેના ઇષ્ટફળની પ્રાપ્તિ થાય એમ હું ઇચ્છું છું. વળી હે પ્રભુ ! ભવોભવ મુજને આપના ચરણકમળની સેવના પ્રાપ્ત થાઓ, તેમજ સમાધિયુક્ત મારું આયુષ્ય પ્રસાર થાઓ, ભવાંતર-(બીજા ભવ)માં પણ મને આપના પવિત્ર ધર્મનું જ શરણ હો ! પરમપવિત્ર દેવ, ગુરુ અને ધર્મમાં જ મારી બુદ્ધિ સદા ય સ્થપાયેલી બની રહો ! ”

---

## ૨ ગુરુતત્ત્વ

સ્વપર સમય જાણે, ધર્મ વાણી વખાણે,
પરમ ગુરુ કહ્યાથી, તત્ત્વ નિઃશંક માણે;
ભવિક કજ વિકાસે, ભાનુજ્યું તેજ ભાસે,
ઇહ જ ગુરુ ભજો જે, શુદ્ધ માર્ગ પ્રકાસે. ૩

સુગુરુ વચનસંગે, નિસ્તરે જીવ રંગે,
નિરમળ નર થાયે, જેમ ગંગા પ્રસંગે;
સુણીય સુગુરુ કેસી, વાણી રાય પ્રદેસી,
લહી સુરભવ વાસી, જે થશે મોક્ષવાસી. ૪

જે સ્વસંપ્રદાયના શાસ્ત્ર-સિદ્ધાન્તમાં તેમજ પરસંપ્રદાયમાં નિપુણ હોય, તેમાં રહેલું રહસ્ય સારી રીતે જાણતા હોય અને નિષ્પક્ષપાતપણે ( મધ્યસ્થપણે ) ભવિજનોને ધર્મમાર્ગમાં જોડવા

માટે શાસ્ત્રવાણી સંભળાવતા હોય, જેમને રાજા અને રંક ઉપર સમાન ભાવ હોય એટલે સહુની યોગ્યતા પ્રમાણે જે નિઃસ્પૃહપણે ( પરોપકાર બુદ્ધિથી ) ધર્મમાર્ગ બતાવતા હોય, પરમ ગુરુ–વીતરાગ પરમાત્માના પવિત્ર વચનાનુસારે વસ્તુ-તત્ત્વનો નિર્ણય કરીને જે પ્રવર્તતા હોય, જેમણે પર ઉપાધિનો વિવેકથી ત્યાગ કરી સકળ ઉપાધિ રહિત મોક્ષમાર્ગ જ આદર્યો હોય, એટલે જે આત્મ–સાધન કરી લેવામાં સદા ય ઉજમાળ રહેતા હોય અને જેમ સૂર્ય પોતાના કિરણોવડે કમળોને વિકસ્વર કરે છે તેમ જે શાસ્ત્રવાણીના પ્રકાશવડે ભવિજનોને પ્રતિબોધતા હોય, એવી રીતે જે શુદ્ધ–નિર્દોષ–મોક્ષમાર્ગનું જ પોતે અવલંબન લેવા ઉપદેશ કરતા હોય–એવા ત્યાગી વૈરાગી મહાત્માઓને હે ભવ્ય જનો ! તમે સુગુરુ તરીકે આદરો.

જેમ ગંગા નદીના સમાગમથી ગમે તેવું અને ગમે ત્યાંથી આવી મળેલું જળ નિર્મળ અને મહિમાવાળું બને છે; પારસ-મણિના સંગથી જેમ લોઢું હોય તે સુવર્ણરૂપ બની જાય છે; અને મલયાચળના પવનનો સ્પર્શ થવાથી અન્ય વૃક્ષો પણ ચંદનરૂપ થઇ જાય છે તેમ સુગુરુનાં અમૃતવચનની ઊંડી અસરથી જીવની પણ દશા સુધરી જાય છે. જીવના અનાદિ દોષો, જેવા કે–મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ પ્રમુખ સુગુરુના ઉપદેશવડે ઓળખીને દૂર કરી શકાય છે અને આપણા આત્મામાં જ ગુપ્તપણે ઢંકાઈ રહેલા રત્નના નિધાન જેવા નિર્મળ જ્ઞાન, દર્શન અને ચારિત્ર પ્રમુખ ઉત્તમ ગુણો સમજીને આદરી શકાય છે, એ બધો પ્રભાવ સુગુરુનો જ સમજવો.

જુઓ ! પ્રથમ અત્યંત નાસ્તિક મતિવાળો એવો **પ્રદેશી-**

**રાજા** પણ **કેશી ગણધર** મહારાજની અમૃત સમાન અત્યંત હિતકારી વાણી સાંભળીને, હલાહલ વિષ સમાન મિથ્યાત્વનો ત્યાગ કરી શુદ્ધ તત્ત્વશ્રદ્ધારૂપ સમકિત સહિત ગૃહસ્થ યોગ્ય શ્રાવકોનાં બાર વ્રત પામ્યો અને તેને અત્યંત આદર સહિત આરાધીને પોતે પ્રથમ દેવલોકમાં ઉત્પન્ન થયો. ત્યાં પણ સમકિતની ઉત્તમ કરણી કરીને હવે પછી ઉત્તમ માનવદેહ પામી મોક્ષપદ પામશે. તેની વિસ્તારથી હકીકત "**શ્રી રાયપસેણીસૂત્ર**" પ્રમુખમાં જણાવેલી છે. ઘણું કરીને જીવ સુગુરુની ઉત્તમ સહાયવડે જ નિસ્તાર પામે છે, માટે સુગુરુનું આલંબન ( આશ્રય ) લેવાની પ્રથમ જરૂર છે.

વિનયગુણ એ એક અજબ વશીકરણ મંત્રરૂપ છે, તેથી બીજા તો શું ? પણ પરમત્યાગી–નિઃસ્પૃહી મહાત્મા પુરુષો પણ વશ થઈ જાય છે; પરંતુ તે સુગુરુ પ્રત્યે આચરવાનો વિનય સાચા દિલનો–નિષ્કપટ ભાવનો જ હોવો જોઇએ. સુવિનીત શિષ્યોએ સુગુરુને સર્વજ્ઞ ભગવાન્ સમાન જ લેખી તેમનો સર્વ પ્રકારે વિનય સાચવવો. ખરેખરા વિનયયોગે આત્મા સકળ કર્મમળથી મુક્ત થઇ શકે છે. ઉત્તમ પ્રકારે ગુરુ–વિનય સાચવવા ઉપર **ઉપદેશમાળા** પ્રમુખમાં શ્રી **ગૌતમ ગણધર, મૃગાવતી, સુનક્ષત્ર** અને **સર્વાનુભૂતિ** મુનિ તેમજ **પાંથક** પ્રમુખ ઉત્તમ મનુષ્યોનાં દૃષ્ટાન્ત સુપ્રસિદ્ધ છે. સુવિનીત થવા માટે હરેક આત્માર્થી જને ઉક્ત દૃષ્ટાન્તો આદર્શરૂપ કરી રાખવાં.

વિનયના પાંચ પ્રકાર પણ ખાસ લક્ષમાં રાખવા લાયક છે. ૧ બાહ્ય સેવા–ભક્તિ, ૨ હૃદયપ્રેમ–બહુમાન, ૩ ગુણસ્તુતિ, ૪ અવગુણ–આચ્છાદન, અને ૫ આશાતનાત્યાગ. વળી વિનય ગુણથી

સદ્વિદ્યા પ્રાપ્ત થતાં અનુક્રમે સમકિત (નિર્મળ શ્રદ્ધા) અને ચારિત્ર-(નિર્દોષ વર્તન)વડે અવિચળ મોક્ષ પદવીની પ્રાપ્તિ થઈ શકે છે.

---

## ૩ ધર્મતત્ત્વ.

જળનિધિ જળવેળા, ચન્દ્રથી જેમ વાધે,
સકળ વિભવ લીલા, ધર્મથી તેમ સાધે;
મનુજ જનમકેરો, સાર તે ધર્મ જાણી,
ભજ ભજ ભવિ ! ભાવે, ધર્મ તે સૌખ્યખાણી. ૫

ઇહ ધરમ પસાયે, વિક્રમે સત્ય સાધ્યો,
ઈહ ધરમ પસાયે, શાલિનો શક વાધ્યો;
જસ નર ગજ વાજી, મૃત્તિકાનાં જિ કેઈ,
રણસમય થયા તે, જીવ સાચા તિ કેઈ. ૬

દુર્ગતિથી પડતા પ્રાણીને બચાવી જે સદ્‌ગતિ પમાડે તે **ધર્મ** કહેવાય છે. તે ધર્મ-દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર પ્રકારનો તેમજ **ગૃહસ્થધર્મ** અને **સાધુધર્મ**રૂપ વ્યવહારથી બે પ્રકારનો પણ કહ્યો છે. **સાધુધર્મ** સર્વથા અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અકિંચનતારૂપ-પાંચ મહાવ્રતરૂપ (રાત્રિભોજનના સર્વથા ત્યાગ સહિત) કહેલો છે, અને **ગૃહસ્થધર્મ** (શ્રાવક ધર્મ) સ્થૂલ અહિંસાદિક પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત રૂપ બાર પ્રકારનો કહ્યો છે.

અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, કીર્ત્તિદાન અને ઉચિત-દાન-એવી રીતે **દાન** પાંચ પ્રકારનું છે. તેમાં અભયદાન અને સુપાત્રદાન શ્રેષ્ઠ ફળદાયી છે. દીન-અનાથને દુઃખી દેખી તેનું દુઃખ ઓછું કરવા જે કંઈ આપવું તે અનુકંપાદાન કહેવાય છે.

ભાટ-ચારણાદિકને દેવું તે કીર્ત્તિદાન અને સ્વજન કુટુંબી પ્રમુખને અવસરે આપવું તે ઉચિતદાન કહેવાય છે.

**શીલ** નામ સદાચારનું છે. સદાચારને સારી રીતે સદા સેવનાર **સુશીલ** કહેવાય છે. પોતાની જ સ્ત્રીમાં સંતોષ રાખી, પરાઈ સ્ત્રી વેશ્યા પ્રમુખ સાથે ખોટો વ્યવહાર ન જોડવો તે પણ **શીલ** જ કહેવાય છે. સમજ પામીને અધિક સંતોષવડે પોતાની કે પરાઈ કોઇ પણ સ્ત્રી સાથે વિષયક્રીડા ન જ કરવી તે **શીલ** અતિ ઉત્તમ છે. શીલવ્રતને શુદ્ધ મન, વચન અને કાયાથી પાળનાર ઘણી રીતે સુખી થાય છે. શીલવ્રત સારી રીતે પાળનારની કાયા પવિત્ર અને નિરોગી રહે છે. પવિત્ર શીલવંત સ્ત્રીપુરુષોને કવચિત કષ્ટ વખતે દેવ પણ સહાયભૂત થાય છે. ઉત્તમ પ્રકારનું શીલ પાળવું એ સ્ત્રીપુરુષોનો શ્રેષ્ઠ શણગાર ( શોભારૂપ ) છે. સુશીલ સ્ત્રીપુરુષો જ્યાં ત્યાં યશકીર્ત્તિ પામે છે. શીલ વગરના સ્ત્રીપુરુષો આવળના ફૂલ જેવાં ફુટડાં હોય તો પણ તે જ્યાં ત્યાં તિરસ્કાર પામે છે, એમ સમજી સહુ કોઇએ શીલરૂપ શણગાર સજવાની ભારે જરૂર છે.

જેમ અગ્નિવડે સુવર્ણ શુદ્ધ થઇ શકે છે-તેને લાગેલો બધો મેલ બળી જાય છે તેમ **તપ**વડે આત્મા સાથે અનાદિ કાળથી લાગી રહેલા કર્મ--મળ બળી જવાથી આત્મા શુદ્ધ-નિર્મળ થઇ શકે છે. તે તપ બે પ્રકારનો કહેલો છે: **બાહ્ય તપ** અને **અભ્યંતર તપ.** તેમાં બાહ્ય તપ છ પ્રકારનો કહ્યો છે.-

૧ ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ, પ્રમુખ કરવા, ૨ જરૂર કરતાં ઓછું-અલ્પ ભોજન કરવું, ૩ જે તે ચીજો મરજી મુજબ નહિ ખાતાં થોડી-જરૂર જેટલી ચીજથી જ ચલાવી લેવું, ૪ રસલો-

લુપી થઇ ગમે તે રસકસવાળી વસ્તુ ગમે તેટલી નહિં ખાતાં પ્રમાણમાં જ તેનું સેવન કરવું, ૫ શરીરને સારી રીતે કસતા રહેવું, વિનાકારણ તેનું હદ બહાર લાલનપાલન ન કરવું, અને ૬ નકામી દોડધામ તજી સ્થિર આસન સેવવું-એવી રીતે **બાહ્ય તપ** ૭ પ્રકારનો કહ્યો છે.

બીજો **અભ્યંતર** તપ પણ ૭ પ્રકારનો છે.-૧ જાણતાં કે અજાણતાં કરેલી ભૂલ ગુરુમહારાજ પાસે કપટ રહિત જાહેર કરી તે બદલ ગુરુએ આપેલી વ્યાજબી શિક્ષા માન્ય રાખીને પોતાની ભૂલ સુધારી લેવી, તેમજ તેવી ભૂલ વારંવાર નહિ કરવા પૂરતું લક્ષ રાખતાં રહેવું, ૨ આપણાં વડીલ-માતા, પિતા, વિદ્યાગુરુ તેમજ ધર્મગુરુ સાથે અતિ નમ્રતાથી આદર-મર્યાદા રાખી વર્તવું. ૩ બાળ, ગ્લાન ( રોગી ), વૃદ્ધ અને તપસ્વી સાધુ, આચાર્ય, ઉપાધ્યાય તથા સંઘ-સાધર્મી ભાઇબહેનોની યથો-ચિત સેવા-ભક્તિ બજાવવી. ૪ આત્મકલ્યાણાર્થે ધર્મ-શાસ્ત્રનું પઠન પાઠન કરવું, ૫ સ્થિર ચિત્તથી **અરિહંતાદિક નવપદના** ઉત્તમ ગુણો વિચારવા અને તેવા શ્રેષ્ઠ ગુણો આપણામાં કેમ આવે ? એવી ધારણા-ભાવના કરવી અને ૬ આપણા દેહ ઉપરની મમતા તજીને પરમાત્માના સ્વરૂપમાં તલ્લીન થવું. આવી રીતે વર્ણવેલા અભ્યંતર તપને પુષ્ટિ મળે તેવી રીતે જ પ્રથમ વર્ણવેલો બાહ્ય તપ ભાઇબહેનોએ અતિ આદર સહિત સેવવો હિતકારી છે.

**બાહ્ય તપથી** અનેક ફાયદા થાય છે. પ્રથમ તો શરીર-શુદ્ધિ થાય છે, અજીર્ણાદિક દોષ દૂર થઈ જાય છે, એટલે શરીર સમધાત બન્યું રહે છે-નિરોગી રહે છે, તેથી મન

ઉપર બહુ સારી અસર થાય છે, મનમાં ખોટા વિચારો-કુવિકલ્પો પેસતા નથી અને સારા વિચારો સહેજે આવે છે. આમ થવાથી અભ્યંતર તપને પણ સારી પુષ્ટિ મળી શકે છે, તેમજ તેથી શુભ ભાવના પણ સહેજે પ્રગટ થાય છે.

શાસ્ત્રમાં ચાર પ્રકારની ભાવના કહેલી છે. ૧ મૈત્રી ભાવના, ૨ મુદિતા ( પ્રમોદ ) ભાવના, ૩ કારુણ્ય ( કરુણા ) ભાવના, અને ૪ માધ્યસ્થ ભાવનારૂપ ચાર ભાવનાઓ બતાવેલી છે.

૧ સહુ કોઇ જીવ સદાય સુખી થાઓ ! કોઇ કદાપિ દુઃખી ન થાઓ ! સહુ કોઇ સન્માર્ગે ( સુખદાયી-સાચા માર્ગે ) ચાલો ! કોઇ કુમાર્ગે ન ચાલો ! એવા પ્રકારની અંતઃકરણની ભાવનાને **મૈત્રી ભાવના** કહે છે.

૨ કોઇપણ સદ્ગુણી જનને દેખીને કે તેના ઉત્તમ ગુણો જાણીને દિલમાં રાજી થવું. જેમ મેઘનો ગર્જારવ સાંભળીને મયૂર ખુશી થઇ કેકારવ કરે છે તેમ ગુણીજનોનું ગુણગાન સાંભળી મનમાં આનંદ ઉભરાઇ જાય અને આપણને પણ તેવા ગુણ પામવા પ્રેમ વછૂટે--અંતઃકરણમાં ઊંડી લાગણી પેદા થાય તે **પ્રમોદ ભાવના** છે.

૩ દીન-અનાથને દુઃખી દેખી તેનું દુઃખ ઓછું કરવા જે લાગણી પેદા થાય તે તેમજ આપણાથી ઓછા ગુણવાળા જીવ આપણી બરોબર થાય તો સારું એમ વિચારી તેમના તરફ તિરસ્કાર બુદ્ધિ નહિ લાવતાં અનુકંપા યા દયાભરેલી લાગણી પ્રગટે તેને જ્ઞાની પુરુષો **કરુણા ભાવના** કહે છે.

૪ ગમે તેવા પાપી, નિર્દય અને નિંદક નાદાન જીવ ઉપર

પણ દ્વેષભાવ નહિ રાખતાં તેનાથી અલગ રહેવું, તેની સાથે સ્નેહ પણ કરવો નહિ, તેને જ્ઞાની પુરુષો **માધ્યસ્થ ભાવના** કહે છે. દ્વેષ કરવાથી તેવા અઘોર કર્મ કરનારા સુધરતા નથી, એટલું જ નહિં પણ ક્લેશ કરવાથી આપણું તો અવશ્ય બગડે છે અને તેની સાથે સ્નેહ–સંબંધ કરવાથી તેમના કુકર્મને પુષ્ટિ મળે છે. વળી તેના પાપકર્મને અનુમોદન આપવા(મળવા)થી આપણે પણ પાપના ભાગી થઇએ છીએ, માટે તેમનાથી અલગ રહેવામાં જ એકાન્ત હિત છે.

ઉપર વર્ણવેલા દાન, શીલ, તપ અને ભાવનારૂપ ચાર પ્રકારના ધર્મમાં ભાવધર્મ મુખ્ય છે. ભાવવડે જ દીધેલું દાન, પાળેલું શીલ અને કરેલો તપ લેખે થાય છે. ભાવ વગરનાં દાન, શીલ અને તપ લેખે થતા નથી. અલૂણાં ધાન્ય ( ભોજન )-ની જેમ ભાવ વગરની કરણી ફીકી લાગે છે અને ભાવ સહિત કરવામાં આવતી સઘળી શુભ કરણી બહુ લહેજત આપે છે. તે માટે શાસ્ત્રમાં ભાવધર્મને સહુ કરતાં વધારે વખાણ્યો છે. તેથી આપણે પણ ભાવ સહિત જ શુભ કરણી કરવી. દાનથી દારિદ્ર દૂર થાય છે, શીલથી સૌભાગ્ય વધે છે, તપથી કર્મનો ક્ષય થાય છે અને ભાવથી ભવનો અંત થઇ જાય છે.

ભાવ સહિત–ઉલ્લાસથી **સુપાત્ર**–સાધુને દોષ રહિત અન્નાદિકનું દાન દેવાવડે **શાલિભદ્રની** પેઠે અન્ય ભવમાં અનર્ગલ ઋદ્ધિ મળે છે અને અનુક્રમે મોક્ષપદની પ્રાપ્તિ થઈ શકે છે; કેમકે તેવા સુપાત્ર દાનથી સાધુના જ્ઞાન, દર્શન અને ચારિત્રને પુષ્ટિ મળે છે અને તેનું અનુમોદન કરવાથી આપણામાં પણ તેવા ઉત્તમ ગુણોની યોગ્યતા આવે છે. વિવેકથી દાન દેવું;

દાન દેતા અચકાવું નહિ તેમજ ઉદારતાથી દાન દીધા બાદ મનમાં લગારે પશ્ચાત્તાપ કરવો નહિ; પરંતુ એમ વિચારવું કે મને આવું સુપાત્ર મળ્યું તેથી મારું અહોભાગ્ય માનું છું. ફરી એવો સુપાત્રનો યોગ ક્યારે મળશે?

શુદ્ધ–નિર્મળ શીલ પાળવું એ જ ખરું ભૂષણ છે અને શીલ વગરનું જીવિત પશુની જેવું નકામું છે. શુદ્ધ શીલવડે પોતાના શુભ આચારવિચાર દીપે છે. શુદ્ધ શીલનો પ્રભાવ અચિન્ત્ય ચિંતામણિ રત્ન સમાન છે, એમ સમજી ઉત્તમ સ્ત્રીપુરુષો શીલ–રત્નને પોતાના પ્રાણથી અધિક સાચવે છે, ગફલતથી શીલ રત્નને ગુમાવી દેતા નથી. કોઇ પણ લુચ્ચાલફંગા( હલકટ કામ કરનારા )ની સંગતથી દૂર જ રહે છે. કષ્ટ વખતે પોતાના શીલ-રત્નનું રક્ષણ કરવા વધારે કાળજી રાખે છે. ખરી કસોટી તેમની ત્યાં જ થાય છે. **ભરહેસરની સજ્ઝાય**માં વર્ણવેલા અનેક **સતા** અને **સતીઓ** પોતાના **શીલરત્ન**થી પોતાનાં નામ **અમર** કરી ગયા છે. તેમનો ઉત્તમ યશ અદ્યાપિ પર્યન્ત ગવાય છે. આપણે પણ પવિત્ર શીલનો અદ્ભુત પ્રભાવ સમજીને નિર્મળ શીલ પાળવા સદા ય સાવધાન રહેવું જોઇએ.

જે તે ઠેકાણે ભટકતા મનને સમજાવી કબજે રાખવાથી અને દેહનું દમન કરવાથી **તપ**નો લાભ મળી શકે છે. જે ભવિજનો પોતાની છતી શક્તિને ગોપવ્યા વગર તેનો સારો ઉપયોગ કરી લે છે, તેમને પરભવમાં પરાધીનપણાના દુઃખ ભોગવવાં પડતાં નથી; પરંતુ જે પોતાની છતી શક્તિનો સદુ-પયોગ કરતા નથી, કેવળ પ્રમાદમાં જ પોતાનો અમૂલ્ય વખત વીતાવે છે તે બાપડાને પરભવમાં પરાધીનપણે બહુ બહુ

દુઃખ સહેવાં પડે છે. નિર્મળ જ્ઞાન અને વૈરાગ્યવડે જેમને દેહ ઉપરની મમતા ઊઠી ગઇ છે તે **આદીશ્વર** ભગવાન કે **વીર પરમાત્માની** પેઠે દુષ્કર તપ કરી શકે છે. **ક્ષમા-સમતા** સહિત કરવામાં આવતાં તપ કઠણ કર્મનો પણ ક્ષણવારમાં ક્ષય કરી નાખે છે અને ક્રોધથી કરેલો ગમે તેટલો દુષ્કર તપ પણ લેખે થઈ શકતો નથી-નિષ્ફળ જાય છે; માટે ક્ષમા રાખવા અને ક્રોધ તજવા તપસ્વી જનોએ ખાસ કાળજી રાખવાની છે. **દ્રઢપ્રહારી** જેવા અઘોર પાપી પ્રાણીઓ પણ દુષ્કર તપના પ્રભાવથી સકળ કર્મનો ક્ષય કરીને મોક્ષપદ પામી ગયા છે, એમ સમજી આપણે પણ યથાશક્તિ પૂર્વે વર્ણવેલા બન્ને પ્રકારના તપમાં સમતા સહિત સદા ય ઉદ્યમ કરવો ઉચિત છે.

ઉપર જણાવેલી **મૈત્રી, મુદિતા, કરુણા** અને **માધ્યસ્થ્ય** ભાવના ભવિજનોએ સ્વપર ઉપગારી જાણી સદા ય સેવવી ઉચિત છે. તે ઉપરાંત **શાન્તસુધારસ** પ્રમુખ ગ્રન્થોમાં વર્ણ-વેલી અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ અને અન્યત્વ પ્રમુખ દ્વાદશ-બાર ભાવનાઓ પણ આત્માને અત્યંત ઉપકારી-વૈરાગ્ય રંગને વધારનારી સમજીને સદા ય આદરવા યોગ્ય છે. તેનું વિશેષ વર્ણન **પ્રશમરતિ, શાન્તસુધારસ** અને **અધ્યાત્મ-કલ્પદ્રુમ** પ્રમુખ ગ્રંથોમાંથી તેમજ તેની સજ્ઝાયોમાંથી ગ્રહણ કરી લેવું. "**જેવી ભાવના તેવી સિદ્ધિ**" એ ન્યાયે અંતઃ-કરણ શુભ ભાવનામય કરી દેવું ઉચિત છે. જડ વસ્તુ પણ શુભ ભાવનાથી સુધરે છે, તો ચૈતન્ય યુક્ત આત્માનું તો કહેવું જ શું ? સુગંધી ફૂલની ભાવના દેવાથી તેલ સુવાસિત થઇ ફુલેલ કહેવાય છે, તેવી જ રીતે અન્ય પદાર્થ આશ્રી સમજવું. વિષયરસની

ભાવનાથી જીવ વિષયી બની જાય છે અને શાંતરસ( વૈરાગ્ય )ની ભાવનાથી શાન્ત–વૈરાગ્યમય બની જાય છે. તેથી જ કહ્યું છે કે–

" નારીચિત્ર દેખતાં વિકાર વેદના,
જિનંદ ચંદ દેખતાં શાંતિ પાવના. "

એ વાક્ય બહુ મનન કરવા યોગ્ય છે અને તેનું મનન કરીને વિષયવાસના તજી વૈરાગ્યવાસના આદરવા યોગ્ય છે. **ઉપશમ, વિવેક** અને **સંવર** એ ત્રણ પદની સમજ સાથે વારંવાર ભાવના કરવાથી **ચિલાતિપુત્ર** જેવો નિર્દય જીવ પણ સદ્‌ગતિ પામેલો છે, એમ વિચારી આપણે સહુએ શુભ ભાવના સેવવી જ ઉચિત છે.

## સાધુ ધર્મ

સાધુ ધર્મ તે રાત્રિભોજનના સર્વથા ત્યાગ સહિત **સંપૂર્ણ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય** અને **અકિંચનતા** યોગે **પાંચ મહાવ્રતો** રૂપ બતાવ્યો છે. કોઈ પણ **ત્રસ** કે **સ્થાવર** ( હાલતા–ચાલતા કે સ્થિર રહેનારા ) જીવને મનથી, વચનથી કે કાયાથી હણવો નહિં, હણાવવો નહિં, તેમજ હણનારને સારો જાણવો નહિં; પણ સહુ જીવને આત્મસમાન જાણી તેની સદા રક્ષા કરવી એ **અહિંસા મહાવ્રત** કહેવાય છે. ક્રોધ, માન, માયા, લોભ, ભય કે હાસ્યથી ઉપર સુજણ લગારે અસત્ય ન બોલવું, પણ શાસ્ત્ર અનુસારે રાગ-દ્વેષ રહિત જરૂરપૂરતું પ્રિય અને હિત વચન જ વદવું તેને શાસ્ત્રકાર બીજું **સત્ય** નામનું **મહાવ્રત** કહે છે. દેવ, ગુરુ કે શાસ્ત્રની આજ્ઞા વિરુદ્ધ કંઇ પણ વસ્તુ તેના સ્વામીની રજા સિવાય રાગ–દ્વેષથી સર્વથા ન જ લેવી તે ત્રીજું **અચૌર્ય**

નામનું **મહાવ્રત** કહેવાય છે. દેવ, મનુષ્ય કે તિર્યંચ સંબંધી વિષયભોગનો રાગથી કે દ્વેષથી સર્વથા ત્યાગ કરવો, દુર્ધર મન અને ઇંદ્રિયોને વશ નહિં થઇ જતાં તેમને પોતાને કબજે રાખવા તેને શાસ્ત્રકાર ચોથું **બ્રહ્મચર્ય મહાવ્રત** કહે છે. ધન, ધાન્ય પ્રમુખ નવ પ્રકારના બાહ્ય પરિગ્રહનો અને મિથ્યાત્વ, કષાય અને હાસ્ય પ્રમુખ ચૌદ પ્રકારના અભ્યંતર પરિગ્રહનો રાગ–દ્વેષ રહિતપણે સર્વથા ત્યાગ કરવો તે પાંચમું **અકિંચનતા મહાવ્રત** કહેવાય છે.

એવી રીતે વર્ણવેલા પાંચ મહાવ્રતરૂપ સાધુ–ધર્મનું યથાર્થ આરાધન કરવાથી આત્મા જલદી મોક્ષપદનો અધિકારી થઇ શકે છે, તેથી આપણે પણ સારા ભાગ્યે સાધુ–ધર્મને લાયક થઇએ એમ સદા ય ઇચ્છવું અને તેટલા માટે પ્રથમ યથાશક્તિ ગૃહસ્થ ધર્મનું સેવન કરવું. ઉપર જણાવેલાં પાંચ મહાવ્રતો સંપૂર્ણ રીતે પાળવા અસમર્થ હોય તેને માટે શાસ્ત્રમાં તે અહિંસાદિક વ્રતોને યથાશક્તિ થોડા પ્રમાણમાં પણ પાળવા કહેલું છે.

## શ્રાવક ધર્મ

એવી રીતે ઉપરના પાંચ મહાવ્રતો અલ્પ પ્રમાણમાં જ પાળવામાં આવતાં તે **અહિંસાદિક પાંચ અણુવ્રતો** કહેવાય છે. તે પાંચ અણુવ્રતો ઉપરાંત અહિંસાદિક વ્રતોની રક્ષા અને પુષ્ટિ નિમિત્તે બીજા ત્રણ **ગુણવ્રત** અને ચાર **શિક્ષાવ્રત** પણ કહેલાં છે. એમ સર્વે મળીને શ્રાવકના **બાર વ્રત** કહેવાય છે. જો ગૃહસ્થયોગ્ય તે વ્રતો અંગીકાર કરવાની ઇચ્છા હોય–

થાય તો જરૂર તેનું સ્વરૂપ સદ્‌ગુરુ સમીપે જઈ વિનય સહિત જાણી લેવું જોઇએ.

પરમાર્થ સમજીને આત્માના કલ્યાણ માટે જો ધર્મકરણી કરીએ તો તેથી સરલતા સાથે અધિક હિત થઇ શકે છે. ઉપર જણાવેલાં દ્વાદશ વ્રતનું વિસ્તારથી વર્ણન "**શ્રાવક કલ્પતરુ**" અથવા "**વ્રત ગાઇડ**" નામના પુસ્તકમાં અલાયદું આપવામાં આવ્યું છે. તેનું લક્ષપૂર્વક અવલોકન કરી, તેમાં રહી જતી શંકાનું સમાધાન ગુરુગમથી મેળવીને પ્રેમપૂર્વક અને પ્રમાદ રહિત યથાશક્તિ તે તે વ્રત સદ્‌ગુરુ પાસે અંગીકાર કરી પૂરતી કાળજીથી તેનું પાલન કરવું ઉચિત છે. એમ કરવાથી અનુક્રમે સાધુ–ધર્મની પણ પ્રાપ્તિ થઇ શકે છે.

જૈન શાસ્ત્રોમાં સઘળા વ્રતોનું મૂળ **શુદ્ધ શ્રદ્ધા** અથવા **સમકિત** કહેલું છે. જેમ એકડા વગરનાં મિંડા મિથ્યા છે અને એકડા સહિત કરેલાં સઘળાં મિંડા સાર્થક થાય છે, તેમ સમકિત વગરની કરણી મિથ્યા છે અને સમકિત સહિત કરેલી સઘળી કરણી સાર્થક થાય છે. સમકિતરુચિવંત જીવો આવી રીતે પ્રતિજ્ઞા અંગીકાર કરીને તેને પ્રેમપૂર્વક પાળે છે. **તે પ્રતિજ્ઞા** નીચે પ્રમાણે છે.

" રાગ–દ્વેષાદિક દોષ માત્રથી સર્વથા મુક્ત થયેલા અને અનંત જ્ઞાનાદિક ગુણોથી અલંકૃત થયેલા **અરિહંતભગવાન** મારા **દેવ** છે. ઉપર વર્ણવેલાં પાંચ મહાવ્રતોને સદ્‌ગુરુ સમીપે અંગીકાર કરી, ક્ષમાદિક દશ પ્રકારની ઉત્તમ શિક્ષાને સદા ય સેવનારા, ભવ્ય જનોને તેમની યોગ્યતા અનુસારે અમૃત ઉપદેશ આપનારા **સુસાધુ** મારા **ગુરુ** છે અને

જિનેશ્વર ભગવાને ભાખેલાં જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ **નવ તત્ત્વ** મારે પ્રમાણ છે. આવી રીતે શાસ્ત્રોક્ત સમકિત જીવતાં સુધી પાળવા હું બંધાઉં છું." સમકિતવડે થોડા વખતમાં ભવભ્રમણ મટી જાય છે, તેથી તેનો પ્રભાવ અચિંત્ય છે. સમકિતવંતનું મૂળ લક્ષ આત્મ-કલ્યાણ સાધવામાં હોય છે, પરંતુ તેને કુટુંબપ્રતિપાલન કરવા માટે વ્યવહારિક કામ કરવા પડે છે તે જેમ બને તેમ અંતરથી ન્યારો રહીને જ કરે છે. એ પ્રભાવ સમકિતરત્નનો જ સમજવો.

સમકિત સંબંધી સડસઠ બોલનું સવિસ્તર વર્ણન "**શ્રદ્ધા-શુદ્ધિ ઉપાય**" ગ્રંથમાં અલાયદું આપેલું છે. સમકિત ( તત્ત્વશ્રદ્ધા ), શ્રાવકના વ્રત કે સાધુના મહાવ્રત યોગ્યતા વગર પ્રાપ્ત થઈ શકતા નથી. જેમને સમકિત પ્રમુખ પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા હોય તેમને તેવી યોગ્યતા મેળવવાની પૂરી જરૂર છે. સામાન્ય રીતે **ધર્મરત્ન**ની યોગ્યતા મેળવવા ઇચ્છતા ભાઇ-બહેનોએ નીચે જણાવેલા એકવીશ ગુણોનો અભ્યાસ કરવાની બહુ જ જરૂર છે. તેની યાદી આ પ્રમાણે છે:—

૧ ગંભીરતા અથવા ઉદારદિલ.

૨ સુંદર નીરોગી શરીર.

૩ શાન્ત પ્રકૃતિ-સ્વભાવ.

૪ લોકપ્રિયતા ( થાય તેવું સદ્‌વર્તન ).

૫ હૃદયની કોમળતા-આર્દ્રતા.

૬ પાપનો, પરભવનો તથા વડીલનો ડર.

૭ નિષ્કપટપણે સરલ વર્તન.

૮ વ્યાજબી દાક્ષિણ્યતા રાખવી ( કોઇએ કહેલાં ઉચિત વચનનો આદર. )

૯ લજ્જા—મર્યાદા—અદબ રાખવી.

૧૦ દયા—સહુને આત્મ સમાન લેખવા.

૧૧ રાગદ્વેષ રહિત નિષ્પક્ષપાતી વર્તન.

૧૨ સદ્ગુણ—ગુણી પ્રત્યે પવિત્ર પ્રેમ—રાગ.

૧૩ હિત—પ્રિય—સત્ય વચન કથન ( વિકથાવર્જન અને શાસ્ત્ર-વચનસેવન ).

૧૪ સ્વજન—મિત્ર કુટુંબીને ધર્મરસિક કરવા પ્રયત્ન.

૧૫ શુભાશુભ પરિણામ આશ્રી લાંબો વિચાર કર્યા બાદ કોઇ પણ કાર્યનો આરંભ કરવાની ટેવ.

૧૬ કોઇ પણ વસ્તુના ગુણદોષ સારી રીતે જાણવાની પદ્ધતિ.

૧૭ આચારવિચારમાં કુશળ—શિષ્ટ પુરુષોને અનુસરી ચાલવું. ઉત્તમ પુરુષો પાસે તાલીમ લેવી.

૧૮ વડીલોનો તથા ગુણી જનોનો ઉચિત આદર કરવો.

૧૯ ઉપગારી લોકો માતા—પિતા—સ્વામી વિગેરે તથા હિતોપદેશ દેવાવાળા ગુરુમહારાજનો ઉપગાર સદા ય સ્મરણમાં રાખવો.

૨૦ ત્રિભુવન હિતકારી તીર્થંકર મહારાજ જેવા મહાપુરુષોના પવિત્ર દૃષ્ટાન્ત દિલમાં ધારી આપણે પણ આપણું કર્તવ્ય સમજીને પરોપકારરસિક થવું.

૨૧ કોઇ પણ કાર્યમાં કુશળ, અલ્પ પ્રયાસે કાર્ય સાધી લેવાની ચંચળતા.

સંક્ષેપ માત્રથી ઉપર જણાવેલા ૨૧ ગુણો જ્યાંસુધી આપણામાં પૂર્ણ રીતે ખીલી નીકળે ત્યાંસુધી વારંવાર કાળજીથી તે ગુણોનું સેવન કર્યા કરવું જોઇએ. જેમ દુનિયામાં જીવે માની લીધેલી અનેક વ્હાલી વસ્તુઓ માટે અહોનિશ–રાત્રિ-દિવસ ઉદ્યમ કરવામાં આવે છે તેથી તે વસ્તુ વહેલી યા મોડી પણ મળે છે તેવી રીતે કમર કસીને જો ઉપર જણાવેલા ધર્મ માટે ખાસ જરૂરના ગુણો મેળવવા પ્રયાસ કરવામાં આવે તો તે ઉપયોગી ગુણોની પ્રાપ્તિ થતાં આત્મા જલદી **ધર્મરત્નને** યોગ્ય થાય છે અને કરેલો પ્રયાસ નકામો જતો જ નથી.

જેમ જેમ પ્રેમ સહિત જણાવેલા ગુણો ખાતર અધિક પ્રયત્ન કરવામાં આવે છે તેમ તેમ આપણે તે ગુણોનો લાભ વધારે જલદી મેળવી શકીએ છીએ. જો વસ્ત્રને ધોઇ સારી રીતે સાફ કરેલું હોય તો જ તેને રંગ યથાર્થ–સારી રીતે ચઢી શકે છે અને ભીંત વગેરેને પણ ઘઠારી–મઠારીને સારી રીતે આરીસા જેવી સાફ કરી હોય તો જ તેની ઉપર સારું ચિત્રામણ થઇ શકે છે, તેવી જ રીતે ઉપર જણાવેલા ઉત્તમ એકવીશ ગુણોવડે ચિત્તરૂપી વસ્ત્રને પ્રથમ સાફ–નિર્મળ કરવું જોઇએ, અથવા હૃદય–ભૂમિને યથાર્થ શુદ્ધ કરી લેવી જોઇએ, તો જ તેમાં ધર્મ રંગ–રાગ સારો જામે છે, અથવા ઉત્તમ વ્રતરૂપી ચિત્રામણ તેમાં સારી રીતે ખીલી નીકળે છે અને લાંબા વખત સુધી ટકી પણ શકે છે, એમ સમજી આપણે સહુએ આ અતિ અગત્યની વાત ઉપર પૂરતું લક્ષ રાખી જેમ તે એકવીશ ગુણોની પ્રાપ્તિ, રક્ષા અને વૃદ્ધિ બને તેમ અધિકાધિક પ્રયત્ન પ્રેમ સહિત કરવો ઉચિત છે. તેની પ્રાપ્તિથી જ આપણે

સમકિત પ્રમુખ ઉત્તમ ધર્મને લાયક બની, સદ્‌ગુરુની કૃપાથી આત્માને અત્યંત ઉપગારી **ધર્મ** અલ્પ પ્રયાસે પામી શકીશું.

જે ભાઈ–બહેનો માર્ગાનુસારીપણાના ગુણોનું સારી રીતે પાલન કરે છે તે જલ્દી પવિત્ર ધર્મને પાળી શકે છે. તે ગુણોમાં પ્રથમ ન્યાયનીતિથી પ્રમાણિકપણે વર્તીને દ્રવ્ય ઉપાર્જન કરવાનું કહેલું છે, તે સિવાય વિશેષે કરીને સુઘડતા રાખવી, સત્સંગ કરવો, પરનિંદાથી નિવર્તવું, સારા ધર્મિષ્ટ પાડોશમાં રહેવું, નિર્ભય સ્થાનમાં વાસ કરવો, માતાપિતાદિક વડીલ જનોની આજ્ઞામાં રહેવું, આવકના પ્રમાણમાં જ ખર્ચ કરવો, બુદ્ધિના આઠ ગુણ ધારવા ( શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા, શાસ્ત્ર સાંભળવું, તેનો અર્થ સમજવો, સમજેલો અર્થ યાદ રાખવો, તર્ક–વિતર્કવડે ગુરુ પાસે શંકાનું સમાધાન કરી લેવું, એમ કરીને તત્ત્વજ્ઞાન એટલે સત્ય વાસ્તવિક પરમાર્થ યુક્ત જ્ઞાન મેળવવું, ) અજીર્ણ એટલે પ્રથમ ખાધેલું પચ્યું ન હોય ત્યાં સુધી ભોજન નહિ કરવું, અકાળે ખાવુંપીવું નહિં, ધર્મ, અર્થ અને કામને પૂર્વાપર બાધા રહિતપણે–વિરોધ રહિત સેવવા, ગૃહસ્થ યોગ્ય આગતા–સ્વાગતા સાચવવી, હઠ કદાગ્રહ રહિત વર્તવું, લોકવિરુદ્ધ તથા રાજ્યવિરુદ્ધ કર્તવ્ય તજવું, ગ્રહણ કરેલાં વ્રત–નિયમ દ્રઢ ટેકથી પાળવા, કામ–ક્રોધ–લોભ–મદ–માન અને હર્ષરૂપ અંતરંગ છ વૈરીને જીતવા, તેમજ ઈન્દ્રિયોના વિષયસુખમાં નહિ મુંઝાતાં ઈન્દ્રિયોને વશ કરવી–તેની શાસ્ત્રકારે ખાસ ભલામણ કરેલી છે.

અહીં જણાવેલા ઘણા ગુણોનો મોટે ભાગે પ્રથમ જણાવેલાં એકવીશ ગુણોમાં સમાવેશ થઇ જાય છે. અહીં ટૂંકામાં

બતાવેલાં માર્ગાનુસારીપણાના પાંત્રીશ ગુણોનું કંઈક વિસ્તારથી વર્ણન **હિતોપદેશ** પ્રથમ ભાગમાં અને એકવીશ ગુણોનું વર્ણન **હિતોપદેશ** બીજા ભાગમાં આપેલું છે ત્યાંથી તે કાળજી રાખી જોઇ લેવું અને તેનો પરમાર્થ સમજી બનતાં સુધી પોતાનું વર્તન સુધારી લેવા સુજ્ઞ ભાઇ-બહેનોએ પ્રયત્ન કરવો. આપણો પોતાના હિત માટે જ્ઞાની પુરુષોએ આપેલી અમૂલ્ય શિખામણોનો આપણાથી બની શકે ત્યાં સુધી આદર કરવાથી જ આપણું શ્રેય સારી રીતે સધાય છે એ કદાપિ પણ ભૂલી જવું નહિં.

ઉપર જણાવેલા માર્ગાનુસારીપણાના પાંત્રીશ ગુણો અથવા ધર્મરત્નની યોગ્યતા માટે કહેલા એકવીશ ગુણોનો સારી રીતે અભ્યાસ–મહાવરો રાખવાથી અનુક્રમે સમકિત પ્રમુખ ધર્મરત્નની પ્રાપ્તિ થઇ શકે છે. તેનો પ્રભાવ અતિ અદ્ભુત છે.

જેમ ચન્દ્રમાની વધતી કળાના યોગે સમુદ્રની વેળા (ભરતી) વૃદ્ધિ પામે છે તેમ અધિક ધર્મ આચરણના યોગે સર્વ સુખસંપદા સહેજે સંપજે છે. પવિત્ર ધર્મ આચરણ પ્રમાદ રહિત કરી લેવું એ જ આ મનુષ્ય જન્મ પામ્યાનું મુખ્ય કર્તવ્ય સમજીને હે ભવિજનો! સકળ સુખના ભંડાર સમાન સર્વજ્ઞભાષિત ધર્મનું તમે અતિ આદરથી સેવન કરો!

જ્યાંસુધી જરા–વૃદ્ધાવસ્થા આવી પહોંચી નથી, વિવિધ વ્યાધિઓ પ્રગટ થઇ નથી અને ઇંદ્રિયબળ ઘટતું નથી, ત્યાંસુધી **ધર્મસાધન** જલદી કરી લ્યો! નહિ તો પછી પસ્તાશો અને કરી શકશો નહિ. આ શરીરનો કાંઇ ભરોંસો નથી. જોતજોતામાં પાણીના પરપોટાની જેમ તે હતું ન હતું થઇ જશે, માટે ચેતવું હોય તો જલદી ચેતી લ્યો, તત્ત્વાતત્ત્વ, હિતાહિત, કૃત્યાકૃત્ય

અને લાભાલાભનો વિવેકથી વિચાર કરી લેવો એ જ બુદ્ધિ પામ્યાનું ફળ છે. યથાશક્તિ શુભ વ્રત-નિયમ અંગીકાર કરી ટેકથી પાળવાં એ જ દેહ પામ્યાનું ફળ છે; વિવેકથી પાત્ર-સુપાત્રનું પોષણ કરવું એ જ લક્ષ્મી પામ્યાનું ફળ છે, એમ દિલમાં ખૂબ સમજી, સમય ઓળખી, સ્વકાર્ય સુધારી લ્યો અને બની શકે તો બીજાને પણ ઉચિત સહાય આપતા રહો.

એ પવિત્ર **ધર્મની** સહાયથી જ **વિક્રમાદિત્ય** અને **શાલિવાહન** સુપ્રસિદ્ધ થયા. શાલિવાહનને ધર્મની કૃપાથી જ માટીના બનાવેલ મનુષ્ય, હાથી અને ઘોડાં સંગ્રામસમયે સાચા-સચેતન થઇ કામ લાગ્યા, જેથી પોતાની આણ-દાણ સર્વત્ર પ્રસરાવી. એ પૂર્વે કરેલાં ધર્મ-પુન્યનો જ પ્રભાવ સમજવો.

---

## ૪ સમ્યગ્ જ્ઞાન

(અભ્યાસથી જ સાચી સમજ આવે છે.)

તન મન ઠકુરાઇ, સર્વ એ જીવને છે,
પણ ઇકજ દુહિલું, જ્ઞાન સંસારમાં છે;
ભવજળનિધિ તારે, સર્વ જે દુઃખ વારે,
નિજ પરહિત હેતે, જ્ઞાન તે કાં ન ધારે ? ૭

જવ ઋષિ ઇક ગાથા, બોધથી ભય નિવાર્યો,
ઇક પદથી ચિલાતિ-પુત્ર સંસાર વાર્યો;
શ્રુત ભણત સુજ્ઞાની, માસ-તુસાદિ થાવે,
શ્રુતથી અભય હાથે, રોહિણી ચોર નાવે. ૮

" જ્ઞાન એ અપૂર્વ રસાયણ, અમૃત અને ઐશ્વર્ય છે, એમ સમર્થ શાસ્ત્રકારો કહે છે. "

જીવને પૂર્વપુન્યજોગે સુંદર-મનોહર-મજબૂત-નિરોગી દેહ મળી શકે છે, જેને દેખી અન્ય જનો ચકિત થઇ જાય છે, તેમજ તેમાં મોહિત બની જાય છે; વળી પુન્યજોગે વિશાળ લક્ષ્મીનો સંજોગ થઇ શકે છે, જેને દેખી લોકો તેને કુબેર ભંડારી પ્રમુખનાં ઉપનામ આપે છે; તેમજ પુન્યજોગે જીવને મનમાનતી મ્હોટી ઠકુરાઈ, મ્હોટા માનવંતા હોદ્દા, ખિતાબ વિગેરે એનાયત થાય છે, જે દેખી લોકો તેની મુક્તકંઠે પ્રશંસા કરે છે. આ બધું પૂર્વપુન્યજોગે જીવને પ્રાપ્ત થવું સુલભ છે. દુર્લભ કેવળ જીવને સાચું-સમ્યગ્જ્ઞાન જ છે. વિનય-બહુમાન સહિત સદ્ગુરુની સેવાભક્તિ કરતાં ભવ્ય જીવને સાચું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે. તેનાં ફળ અલૌકિક કહ્યાં છે અને તેથી જ એવા અમૂલ્ય જ્ઞાન માટે યત્ન કરવો જરૂરનો છે.

સદ્ગુરુની સાચા દિલથી વિનય-બહુમાન સહિત સેવા-ભક્તિ કરતાં તેમની કૃપાથી સહેજે સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે; એટલે જીવના ઉપર આવી રહેલાં કર્મનાં આવરણ ઓછાં થતાં જાય છે અને એથી અંતરમાં જ્ઞાન ઉજાશ-પ્રકાશ થતો જાય છે, જેથી જીવને સત્યાસત્ય, હિતાહિત, કૃત્યાકૃત્ય, લાભાલાભ, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય અને ગુણ-દોષનું ખરું ભાન થઈ શકે છે. આનું છેવટ પરિણામ એ આવે છે કે જીવને સત્ય-હિત માર્ગ તરફ રુચિ-પ્રીતિ વધતી જાય છે અને અસત્ય-અહિત માર્ગ તરફની રુચિ ઘટતી જાય છે. આ રીતે અનુક્રમે વધતા જતા વિવેક-અભ્યાસવડે જીવને ચિંતામણિ રત્ન સરખા અમૂલ્ય **સમકિત** રત્નની પ્રાપ્તિ થઇ શકે છે.

જેમ એકડા ઉપર કરેલાં સઘળા મીંડાં સાર્થક થાય છે

તેમ સમકિત સહિત કરવામાં આવતી સઘળી કરણી લેખે થાય છે, પ્રમાદ દોષ ઓછો થતો જાય છે અને ક્ષમા, મૃદુતા ( નમ્રતા ), સરલતા અને સંતોષાદિક સદ્‌ગુણો પ્રગટ–પેદા કરવા આત્મા જાગ્રત થતો જાય છે, એટલે વીર્યોલ્લાસ વધતો જાય છે અને શુદ્ધ આચાર–વિચારનો અભ્યાસ કરવા આત્મા સમર્થ થઇ શકે છે. એ રીતે વિનયપૂર્વક કરેલ સમ્યગ્‌જ્ઞાનનું આવું રૂડું પરિણામ આવે છે.

સમ્યગ્‌જ્ઞાન કહો કે આત્મજ્ઞાન કહો તે આત્માનું ખરું હિત–કલ્યાણ સાધી શકે એવી સાચી કરણી આત્મા સાથે એક રસ થાય છે, ત્યારે તે જલદી જીવને જન્મમરણના દુઃખમાંથી મુક્ત કરાવી શકે છે. જેમ જળમાં જળનો રસ સાથે જ મળી રહે છે તેમ સમ્યગ્‌જ્ઞાનમાં સાચી કરણી પણ સાથે જ મળી રહે છે–તે એક બીજાથી વિખૂટાં રહેતાં જ નથી. પછી તે કરણી બાહ્ય રૂપે હોય કે અભ્યંતર રૂપે. શુદ્ધ ઉપયોગ સહિત કરાતી કરણી–સાચી કરણી સઘળાં દુઃખનો અંત કરે છે અને વિશે-ષમાં તેથી અન્ય અનેક ભવ્ય જીવોનું પણ હિત સધાય છે. મતલબ કે આવા સરલસ્વભાવી જીવનું પોતાનું કલ્યાણ તો નિ:સંશય થાય છે પણ તેનું અનુમોદન કરનારનું તેમજ યથા-શક્તિ તદ્‌વત્ વર્તન કરનારનું પણ સહેજે શ્રેય થઇ શકે છે. આ પ્રમાણે અનેક રીતે સ્વપરને ઉપકાર કરનારું સમ્યગ્‌જ્ઞાન છે એમ જો સમજવામાં આવે તો પછી એવું અખૂટ જ્ઞાન–ધન પેદા કરવા હે સુખના અર્થી ભાઇબહેનો ! તમે કેમ ઉદ્યમ કરતાં નથી !

પૂર્વે જવ નામના ઋષિ–મુનિએ એક ગાથાના બોધ

માત્રથી મરણનો ભય નિવાર્યો, એ વાત શાસ્ત્રપ્રસિદ્ધ છે. અને **ચિલાતિપુત્રે ઉપશમ, વિવેક** અને **સંવરરૂપ** પદના પરિચય માત્રથી ભવભ્રમણ નિવાર્યું. જ્યારે તેણે મહાત્મા-મુનિ પાસેથી એ પદનું શ્રવણ કર્યું ત્યારે તે પદનો રહસ્યાર્થ જાણવાની ઇચ્છા થઇ. તત્સંબંધી મનમાં ઊંડો આલોચ (વિચાર) કરતાં તેને તેનો યથાર્થ ભાવ સૂઝયો; એટલે તેણે ક્રોધાદિક કષાયને સમાવી દીધા અને હિતાહિત, કૃત્યાકૃત્ય, યાવત્ ત્યાજ્યાત્યાજ્યનો નિર્ણય કરી પોતાના એક હાથમાં રાખેલું ખડ્ગ અને બીજા હાથમાં રહેલું **સુસીમા** કન્યાનું મસ્તક તજી દીધું. પછી પોતે એક મહાત્મા મુનિની પેઠે કાયોત્સર્ગ ધ્યાનમાં નિશ્ચળપણે ઊભા રહ્યા. ત્યાં વજ્ર જેવા તીક્ષ્ણ મુખથી ડંખ મારતી અનેક કીડીઓ તેને વળગી, જેથી તેની કાયા ચાલણી જેવી થઇ ગઈ તો પણ પોતે નિશ્ચળ ધ્યાનથી ડગ્યા નહિ અને અઢી દિવસમાં આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી પોતે સદ્-ગતિના ભાગી થયા, એ સમ્યગ્જ્ઞાનનો પ્રભાવ સમજવો.

સમ્યગ્જ્ઞાનના પ્રભાવથી જીવનું કેટલું બધું શ્રેય થાય છે? તે શ્રુતજ્ઞાનના **'મા રૂષ મા તુષ'** એવા એકાદ અવિ-કારી પદના પ્રભાવથી માષતુષાદિક કંઈક જીવો સુજ્ઞાની થઇ પરમ કલ્યાણ સાધી શકયા છે, તેવી જ રીતે શ્રુતજ્ઞાનના જે થોડાક બોલ **રોહિણીયા ચોરના** કાનમાં પડી ગયા હતા તેના પ્રભાવથી તે **અભયકુમાર** જેવા બુદ્ધિવંતના હાથમાં આવી શકયો ન હતો, અર્થાત્ **પ્રભુ શ્રીવીર**ના મુખથી નીકળેલાં થોડાંક વચન તેના કાનમાં વગર ઇચ્છાએ પડ્યાં હતાં, તો પણ તેથી તે બચી જવા પામ્યો હતો. તો પછી જે ભવ્યાત્માઓ ભાવ-

સહિત સર્વજ્ઞભાષિત વચનોનો આદર કરે તેમનું તો કહેવું જ શું ? તેઓ તો અવશ્ય સ્વશ્રેય સાધી શકે જ, એમ સમજી સત્ય જ્ઞાનાભ્યાસ કરવા સહુ કોઇએ ચીવટ રાખવી યુક્ત છે. એ જ્ઞાન–ગુણવડે જ અનુક્રમે આત્મા અક્ષય સુખ પામી શકે છે.

---

## ૫ મનુષ્ય જન્મ

મનુષ્ય જન્મની દુર્લભતા અને તેની અસાધારણ ઉપયોગિતા.

ભવજળધિ ભમંતા, કોઇ વેળા વિશેષે,
મનુષ જનમ લાધો, દુલ્લહો રત્ન લેખે;
સફળ કર સુધર્મી, જન્મ તે ધર્મ યોગે,
પરભવ સુખ જેથી, મોક્ષલક્ષ્મી પ્રભોગે. ૯

મનુષ જનમ પામી, આળસે જે ગમે છે,
શશિ નૃપતિ પરે તે, શોચનાથી ભમે છે;
દુલ્લહ દશ કથા જ્યું, માનુષો જન્મ એ છે,
જિન ધરમ વિશેષે, જોડતાં સાર્થ તે છે. ૧૦

આ ચાર ગતિરૂપ સંસારસાગરમાં કર્મવશ અરહાપરહા અથડાતાં–પછડાતાં તથાપ્રકારની અકામનિર્જરાદિકના યોગે અનુકૂળ સમયને પામી જીવ ચિંતામણિ રત્ન સમાન અમૂલ્ય માનવ ભવ મેળવી શકે છે. એવો અમૂલ્ય–દુર્લભ માનવ ભવ પામીને સર્વજ્ઞ ભગવાને બતાવેલા **દાન, શીલ, તપ** અને **ભાવ**રૂપ ધર્મનું સેવન કરી તેને લેખે કરી લેવો યુક્ત છે.

અહિંસા, સંયમ અને તપલક્ષણ ધર્મ મહામંગલકારી કહ્યો છે. એ ધર્મમાં જેનું મન સદા ય વર્ત્યા કરે છે તેને મહાન્ દેવદાનવો પણ નમસ્કાર કરે છે. એ ધર્મનું યથાવિધ

અખંડ આરાધન કરનાર મુનીશ્વરો મોક્ષનાં અક્ષય સુખ મેળવી શકે છે અને મુનિયોગ્ય મહાવ્રતોને પાળવાને અશક્ત એવા જે ભવ્ય જીવો તેનું દેશથી ( અંશથી પણ ) આરાધન કરે છે તે પણ સ્વર્ગાદિક સદ્દગતિનાં ચઢીયાતાં સુખ સંપાદન કરી અંતે અક્ષય સુખ મેળવી શકે છે, એમ સમજી સાચા સુખના અર્થી ભાઇબ્હેનોએ પ્રમાદાચરણથી આ અમૂલ્ય માનવભવ વૃથા જવા દેવો નહિ. સ્વસ્વ સ્થિતિ–સંયોગાદિક અનુસારે સહુ કોઇએ યથાશક્તિ વ્રત–નિયમનું પાલન કરી આ નરભવને સાર્થક કરવો જોઇએ.

બુદ્ધિબળને પામી આપણે આપણું હિતાહિત સમજી હિત-માર્ગ જ આદરવા ઉજમાળ થવું જોઇએ. પુન્યયોગે લક્ષ્મી પામીને વિવેકસર તેનો જરૂર જેવા સ્થળમાં સદુપયોગ કરી લેવો જોઇએ અને વાક્પટુતા ( વચન વદવામાં કુશળતા ) પામીને પ્રાણીઓને પ્રીતિ ઉપજે એવાં નરમાશભરેલાં મીઠાશવાળાં અને હિતરૂપ થાય એવાં જ વચન વદવાં ( બોલવાં ) જોઇએ. આ વગેરે દુર્લભ સામગ્રી પૂર્વ પુન્યયોગે પામી જે ભવ્યાત્માઓ સ્વહિત કરી લેવા સાવધાન થાય છે તે પુન્યાત્માઓ અનુકૂળ પ્રસંગને પામી પરજીવોનું પણ હિત હૈડે ધરી કરી શકે છે અને એ રીતે સ્વમાનવભવને સફળ કરે છે.

આ માનવ ભવને ચિંતામણિ રત્ન સમાન એટલા માટે કહેલ છે કે એના વગર કોઇ જીવ કદાપિ પણ અક્ષય અનંત મોક્ષસુખ મેળવી શકતો નથી. આવા ઉદાર આશયથી શ્રી **ઉત્તરાધ્યયન સૂત્ર**માં આ માનવભવ દશ દૃષ્ટાન્તે દુર્લભ વખાણ્યો છે. તે સાથે આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ, ઇંદ્રિયપટુતા, શરીરે સુખ,

ધર્મશ્રદ્ધા-રુચિ, સદ્ગુરુયોગ અને વ્રત-નિયમરૂપ વિરતિના પરિણામ એ સર્વ ઉત્તરોત્તર પુન્યવડે જ પ્રાપ્ત થઇ શકે છે. તેવી દુર્લભ શુભ સામગ્રી મહાપુન્યજોગે પામ્યા પછી સુજ્ઞ જનોએ સ્વપર હિત સાધી લેવા જરા પણ આળસ કરવું ન જોઇએ. એમ છતાં આળસ-પ્રમાદથી જે જનો આ શુભ સામગ્રીનો જોઈતો લાભ લેતા નથી, વાયદામાં ને વાયદામાં જ પોતાનો બધો વખત વીતાવી દે છે તે બાપડાને પાછળથી **શશિરાજા**ની પેઠે બહુ જ શોચવું--પસ્તાવું પડે છે.

પૂર્વે થઇ ગયેલા **શશિરાજા**ને તેમના વડીલ બંધુએ બહુ સમજાવ્યા છતાં તેણે વિષયતૃષ્ણાદિકના પરવશપણાથી તેનું કહેવું માન્યું નહી જેથી માઠા પરિણામે મરીને તે નરકમાં ગયો. ત્યાં ( નરકમાં ) મહાકદર્થના સહન કરવી પડી, તેથી તેને પોતાના સ્વચ્છંદ આચરણ માટે બહુ જ ખેદ ઉપજવા લાગ્યો, પણ પછી વળે શું ? અંતે ઝુરી ઝુરીને પણ નરકની શિક્ષા-વેદના ભોગવવી તો પડી જ. એમાં કશું ચાલ્યું નહિ. આ વાત સહુ કોઈને એક સરખી રીતે લાગુ પડે એવી છે, તેથી પાણી પહેલાં જ પાળ બાંધવા જેવી અગમચેતી વાપરી સ્વપરહિતસાધનવડે શાસ્ત્રોકત દશ દૃષ્ટાંતે દુર્લભ માનવ ભવ સફળ કરી લેવા ચૂકવું નહિ, જેથી પાછળથી પસ્તાવો કરવો પડે નહિ

રાગ-દ્વેષ અને મોહાદિક સર્વ વિકારોથી સર્વથા રહિત વીતરાગ પરમાત્મા છે. તેમનાં પરમ હિતકર વચન એ જ આગમવચન છે. એ આગમવચન આપણને સત્ય માર્ગ બતાવે છે. એ મુજબ ચાલવાથી આપણો માનવ ભવ સફળ થાય છે.

# ૬ સજ્જનતા

## સજ્જનોની બલિહારી

(સજ્જનોનાં લક્ષણ અને તેથી સધાતો સ્વપર ઉપકાર)

સદય મન સદાઇ, દુઃખિયાં જે સહાઇ,
પરહિત મતિ દાઇ, જાસ વાણી મિઠાઇ;
ગુણ કરી ગહરાઈ, મેરુ જયું ધીરતાઈ,
સુજન જન સદાઇ, તેહ આનંદદાઈ. ૧૧

જઈ દુરજન લોકે, દુહવ્યા દોષ દેઈ,
મન મલિન ન થાયે, સજ્જના તેહ તેઈ;
દ્રુપદ જનક પુત્રી, અંજના કષ્ટયોગે,
કનક જિમ કસોટી, તે તિસી શીલ અંગે ૧૨

“જેઓ સદા મન, વચન અને કાયામાં પુણ્ય અમૃતથી ભરેલા હોય છે, ઉપકારની અનેક કોટિયોવડે જેઓ ત્રિભુવનને સદા સંતોષ ઉપજાવે છે અને પરના પરમાણુ જેટલા (અલ્પ) ગુણને પણ પર્વત જેવા મહાન લેખી પોતાના મનમાં પ્રમોદ ધારે છે, તેવા વિરલ **સજ્જનો** જગતને પાવન કરી રહ્યાં છે.”

“જેમનું સદ્વર્તન જગતને હિતરૂપ હોવાથી અનુકરણ કરવા યોગ્ય હોય છે, જે સદા ય ગુણગ્રાહી હોય છે, પરના ગુણ માત્રને ગ્રહણ કરનારા હોય છે, વળી જે પરના દોષ તરફ દૃષ્ટિ દેતા નથી, પોતાનામાં ગમે તેવા સદ્‌ગુણો હોય છતાં તેનો લગારે ગર્વ કરતા નથી; પણ સદા ય લઘુતા ધારણ કરતા રહે છે, **તેવા સજ્જનો ખરેખર જગત માત્રને આશીર્વાદરૂપ જ ગણાય છે.**”

સજ્જનોનું દિલ સદા ય દયાર્દ્ર—પારકાં દુઃખ દેખી પીગળી જાય એવું હોય છે. દુઃખી જનોનાં દુઃખ નિવારવા સજ્જનો સદા ય બનતી સહાય આપવા તૈયાર રહે છે. જેમ તેમના દુઃખનો અંત આવે તેમ જોવા અને તે માટે બનતું કરવા તેઓ ઉત્કંઠિત હોય છે. તેમની વાણીમાં એવી તો મીઠાશ અને હિતબુદ્ધિ હોય છે કે એથી અન્ય જીવોનું અચૂક હિત થાય છે, તેમ જ તેઓ રાજી રાજી થઈ જાય છે. તેઓ સમુદ્રની જેવા ગંભીર આશયવાળા હોય છે, જેથી તેઓ અનેક ગુણ-રત્નોને અંતરમાં ધારણ કરતાં છતાં છલકાઈ જતા નથી. તેઓ એવી ઉત્તમ મર્યાદા જાળવે છે કે જેથી બીજા ચકિત થઈ જાય છે અને તેમના જેવી ઉત્તમ મર્યાદા—આચારવિચાર પાળવા સહેજે લલચાય છે. વળી સજ્જન પુરુષો સદા ય મેરુપર્વત જેવું નિશ્ચળ ધૈર્ય ધારણ કરી રહે છે, એટલે તેઓ ગમે તેવા અનુકૂળ—પ્રતિકૂળ સંયોગોમાં સમભાવ ધારી શકે છે. ( સમ-વિષમ સમયે હર્ષ—ખેદ નહિં કરતાં તેમાં સમચિત્તે રહે છે ). વિપત્તિ સમયે તેઓ દીનતા દાખવતા નથી. સજ્જન પુરુષોની વૃત્તિ સદા ય સિંહની જેવી પરાક્રમવાળી હોય છે. તેઓ દરેક પ્રસંગે ડહાપણથી કામ લે છે. સજ્જનતાની વાતો ઘણાં કરે છે, તેમાં કેટલાકને પ્રીતિ પણ હોય છે, પરંતુ સજ્જન પુરુ-ષોના પવિત્ર માર્ગે ચાલવાનું બહુ જ થોડાનાં ભાગ્યમાં હોય છે. સજ્જનતાથી વિરુદ્ધ વર્તન તે જ દુર્જનતા છે. તેવી દુર્જ-નતા દાખવનાર દુર્જનો તેમના જાતિસ્વભાવને લઈ સજ્જન પુરુષોને સંતાપે પણ છે, સજ્જન પુરુષોમાં જે ઉત્તમ અનુક-રણીય ગુણો હોય છે તે તેમને રુચતા નથી; તેથી કંઈક જાતના દોષ દઈ દુર્જનો સજ્જનોને વારંવાર દુહવ્યા કરે છે; પણ

એથી સજ્જનો તેમના ઉપર રોષ ધારતા નથી. સજ્જનો તો સ્વભાવે પોતાના વિહિત માર્ગે જ ચાલ્યા કરે છે.

> घृष्टं घृष्टं पुनरपि पुनः चंदनं चारुगंधं ।
> छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुकांडं ॥
> दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं ।
> न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते चोत्तमानाम् ॥

"ચંદનને જેમ જેમ ઘસવામાં (ઘસારો દેવામાં કે છેદવામાં) આવે છે તેમ તેમ તે સુગંધ જ આપે છે. શેલડીને જેમ જેમ છેદવામાં–કાપવામાં આવે તેમ તેમ તે સરસ–મીઠો રસ સમર્પે છે. જેમ જેમ કાંચન(સોના)ને અગ્નિવડે તપાવવામાં આવે છે તેમ તેમ તેનો વાન (વર્ણ) શોભતો થાય છે, એ રીતે ઉત્તમ સજ્જનોને પ્રાણાન્ત કષ્ટ આવી પડે તો પણ તેઓ પોતાની રૂડી પ્રકૃતિને બગડવા દેતા નથી."

તેઓ આપત્તિ સમયે ઘણી જ ધીરજ અને અભ્યુદય વખતે ઘણી જ ક્ષમા રાખે છે. તેઓ પોતાનાં કાર્ય બહુ જ પ્રમાણિકપણે કરે છે, છતાં સ્વોત્કર્ષ એટલે આપબડાઈ યા આત્મશ્લાઘા કરતા નથી. તેઓ પારકા છતાં કે અછતાં દૂષણ (અપવાદ) બોલતા જ નથી, પણ પોતાનાથી બની શકે તેટલો પરોપકાર કંઈ પણ સ્પૃહા રાખ્યા વગર સદા ય કરતા રહે છે. તેઓ પોતાના મનને નિર્વિકારી રાખે છે. જુઓ! **દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદી** સતી, **જનક રાજાની પુત્રી સીતા** સતી અને **અંજના** સતી! એઓએ આપત્તિ સમયે કેવી ઉત્તમ ધીરજ રાખી પોતાનું પવિત્ર શીલ સાચવ્યું છે. સજ્જનોની ખરી

કસોટી–પરીક્ષા કટોકટીના વખતે જ થાય છે. ગમે તેટલું કષ્ટ આવી પડે તો પણ તેવા સજ્જનો પોતાનો સન્માર્ગ લોપતા નથી.

વળી કહ્યું છે કે—

“ સજ્જનોને ક્રોધ–કષાય હોય નહિ, કદાચ બીજાના ભલા માટે તેવો દેખાવ કરવો પડે તો તે લાંબો વખત રહે નહિ અને કદી લાંબો વખત રાખવાની જરૂર જ પડે તો તેનું માઠું ફળ થવા પામે નહિ. ”

આ વાત બહુ અજબ અને વખાણવા લાયક જ છે. સજ્જનોનાં વચન અમૃત જેવાં મીઠાં અને હિતકારી હોય છે, તેથી તે સહુને પ્રિય–આદેય થઈ પડે છે. આપણે પણ આપણા પોતાના, આપણા બાળબચ્ચાનાં, કુટુંબના, જ્ઞાતિના, દેશના તેમજ સમાજના ભલાને માટે અનિષ્ટ–દુર્જનતા દૂર કરી, શ્રેષ્ઠ સજ્જનતા આદરવા સદાય ઉદ્યમી થવું જોઈએ.

---

## ૭ ગુણરાગી

### ગુણરાગી અને ગુણગ્રાહી થવાની જરૂર અને એથી ઉપજતા અનિવાર્ય ફાયદા

ગુણ ગ્રહી ગુણ જેમાં, તે બહુમાન પાવે,<br>
નર સુરભિ ગુણે જ્યું, ફૂલ શિશે ચઢાવે;<br>
ગુણ કરી બહુમાને, લોક જ્યું ચંદ્રમાને,<br>
અતિ કૃશ જિમ માને, પૂર્ણને ત્યું ન માને. ૧૩

મલયગિરિ કડે જે, જંબુ લિંબાદિ સોહે,<br>
મલય જ તરુ સંગે, ચંદના તેઈ હોહે;

ઇમ લહિય વડાશ્યું, કીજિયે સંગ રંગે,
ગજ શિર ચડી બેઠી, જ્યું અજા સિંહ સંગે. ૧૪

"આપ ગુણી ને વળી ગુણરાગી,
જગમાં તેહની કીરતિ ગાજી; લાલન કી."
(શ્રી યશોવિજયજી)

જેઓનામાં ગુણરાગીપણાનો અને ગુણગ્રાહીપણાનો મહાન્ સદ્ગુણ વર્તે છે, તેઓની યશ–કીર્ત્તિ–પ્રતિષ્ઠામાં ઘણો વધારો થાય છે. એ મહાન્ સદ્ગુણ તેમનામાં જ આવી શકે છે કે જેઓ મદ–મત્સર–દ્વેષ–ઇર્ષ્યા–અદેખાઇ નામના મહાવિકારથી વેગળા હોય છે. જેમનું અંતર દ્વેષરૂપ અગ્નિથી સદા ય પ્રજ્વલિત રહે છે, તેમનામાં ઉપરના સદ્ગુણની યોગ્યતા જ હોતી નથી, ક્રોધ અને અભિમાન એ દ્વેષના જ અંગભૂત પરિણામ છે. તે જ્યાં સુધી ચેતનજીમાં વાસ કરે છે ત્યાં સુધી ચેતનજીથી સામામાં ગમે એવા ઉત્તમ સદ્ગુણો હોય તો પણ તે ગ્રહણ કરીને આદરી શકાતા નથી; એટલું જ નહિ, પણ ત્યાં સુધી ચેતનજીને એ સદ્ગુણ સંબંધી વાત પણ રુચતી નથી. એ તો જ્યારે ક્ષમા–સમતાદિક પ્રધાન સત્સંગયોગે દ્વેષાગ્નિ અથવા એના અંગભૂત ક્રોધાદિક પરિણામ શમી જાય છે અને ચેતનજીમાં શાન્તિનું સામ્રાજ્ય સ્થપાતું જાય છે ત્યારે અને ત્યારે જ સદ્ગુણોની વાત રુચે છે.

સદ્ગુણ પ્રત્યે રાગબુદ્ધિ પ્રગટે છે અને સદ્ગુણોને ગ્રહણ કરી ચેતનજી પોતે પણ સદ્ગુણી બને છે. હવે જ્યારે ચેતનજી પોતે સદ્ગુણી, સદ્ગુણરાગી અને સદ્ગુણગ્રાહી બને છે ત્યારે તો તે દેવની પેઠે પૂજાય છે, મનાય છે અને તેનાં વચન પણ બહુમાન્ય થવા લાગે છે.

જુઓ! સુગંધીપણાના ગુણને લીધે મ્હોટા ભૂપતિઓ પણ પુષ્પોને પોતાના મસ્તક ઉપર ચઢાવે છે, જ્યાં તે તાજ-(મુગટ)ની પેઠે બહુમાન પામે છે. કહ્યું છે કે:—

"गुणाः पूजास्थानं, गुणिषु न च लिंगं न च वयः।"

એટલે ગુણો જ-સદ્‌ગુણો જ પૂજાયોગ્ય છે. ગુણીજનો જે પૂજાય-મનાય છે તે તેમના સદ્‌ગુણોને લઇને જ. સદ્‌ગુણો વગરનું કેવળ લિંગ-વેશ કંઇ કામના નથી. સદ્‌ગુણો હોય તો જ તે બધાં લિંગ અને વય પ્રમુખ લેખે થાય છે. જ્યાં ત્યાં સદ્‌ગુણોની જ બલિહારી છે.

લઘુતાધારી-ઊગતા બીજના ચન્દ્રમાને લોકો જેમ બહુ-માને છે-જુએ છે, તેમ પૂર્ણ ગારવતા-ગૌરવ પામેલા પૂર્ણિમાના ચન્દ્રમાને લોકો બહુ માનતા નથી. શ્રીમાન્ **ચિદાનંદજી** મહારાજે એક લલિત પદમાં લઘુતા-નમ્રતાના ભારે વખાણ કર્યાં છે અને આઠ પ્રકારના મદની ભારે નિભ્રંછના પણ કરી છે, તે વાત યથાર્થ જ છે. ("લઘુતા મેરે મન માની" ઇત્યાદિ પદમાં) જે કોઇ ભવ્યાત્મા ગુણીજનોનું બહુમાન-વિનય-સત્કાર-સન્માન કરે છે તેથી સદ્‌ગુણોનું જ બહુમાન કર્યું લેખાય છે અને એવા સદ્‌ગુણોને લક્ષીને જ જ્યાં જ્યાં ઉચિત પ્રવૃતિ કરવામાં આવે છે ત્યાં ત્યાં તેવા સદ્‌ગુણોની પ્રાપ્તિ અથવા યોગ્યતા સહજ થાય છે.

**ચેતનજી-ભવ્યાત્મા** એ ભાવુક દ્રવ્ય હોવાથી ઉત્તમ સંગયોગે તેનામાં ઉત્તમતા સહેજે આવે છે. જે દુર્ભવ્ય કે અભવ્ય હોય છે તેને જ તેવો ઉત્તમ સંગ ઉપકારક થઇ

શકતો નથી. વિષહર–ઝેરને ટાળનાર મણિ વિષધરના મસ્તક ઉપર જ છતાં સર્પને તેની કશી શુભ અસર થતી નથી, ત્યારે તે જ મણિથી બીજાં કંઇક મનુષ્યાદિકનો ઉપગાર થઇ શકે છે, એ સહજ સમજાય તેવું છે. સહૃદય મનુષ્યોનું તો કહેવું જ શું ? પણ જડરૂપ દેખાતાં જંબુ, લિંબાદિક વૃક્ષો જે મલયગિરિની સાનિધ્યમાં આવી રહ્યાં છે તે પણ શુદ્ધ ચંદનવૃક્ષના સંગથી ચંદનરૂપ થઇ જાય છે, એમ સમજી સુજ્ઞ ભાઇબહેનોએ હર્ષ સહિત સદ્‌ગુણી એવા વડીલોનો સદા ય સમાગમ સેવવો જોઇએ.

નીતિશાસ્ત્રકાર કહે છે કે:—" बालादपि हितं ग्राह्यं " એટલે લઘુવયવાળા બાળક પાસેથી પણ હિતવચન ગ્રહણ કરી લેવું જોઇએ. વયથી બાળક છતાં જો બુદ્ધિ વિશાળ હોય તો તેનું સમયોચિત વચન વયોવૃદ્ધને પણ ઉપયોગી થાય; છતાં જો તેને બાળરૂપ સમજી તેના વચનની અવગણના કરવામાં આવે છે તો તે પ્રાસંગિક લાભથી વંચિત જ રહેવાય છે. જે સાયરની જેવા ગંભીર હૃદયવાળા હોય છે તેઓ પોતે અનેક ગુણરત્નોના નિધાન હોવા છતાં ગુણાનુરાગીપણાથી અન્ય અનેક પદાર્થોમાંથી ગુણ ગ્રહણ કરી શકે છે, એમ છતાં તેઓ પોતાની યોગ્યતાનો કે પ્રાપ્તિનો બિલકુલ ગર્વ કરતા નથી. એ બધો પ્રભાવ સત્સંગથી પ્રગટતા ગુણાનુરાગનો અને ગુણ ગ્રહણ કરવાની કળાનો સમજવો.

વળી જુઓ ! ડાભના અગ્રે રહેલું જળબિંદુ જે મોતીની આભા(પ્રભા)ને ધારણ કરે છે અને મેરુપર્વત ઉપર રહેલું તૃણ પણ સુવર્ણની શોભાને ધારણ કરે છે, એ આદિ કુદરતી બનાવો આપણને શુભ આશયથી–ચોખ્ખા દિલથી સત્સંગ કરવા પ્રેરે

છે અને સદ્‌ગુણના રાગી થવા તેમજ સદ્‌ગુણ ગ્રહણ કરવા શિખવે છે. એક બકરી જેવું ગરીબ જાનવર સિંહના સંગે હાથી જેવા માતબર પ્રાણીના માથે ચઢી બેસે છે, તેમાં શું આશ્ચર્ય ?

---

## ૮ ન્યાયસંપન્ન વિભવઃ

### માર્ગાનુસારીના પાંત્રીશ ગુણો પૈકી પ્રથમ ગુણ

( ન્યાયાચરણ આદરવાની આવશ્યકતા. )

જગ સુજસ સુવાસે, ન્યાય લચ્છી ઉપાસે,
વ્યસન દુરિત નાસે, ન્યાયથી લોક વાસે;
ઇમિ હૃદય વિમાસી, ન્યાય અંગીકરીજે,
અનય પરિહરીજે, વિશ્વને વશ્ય કીજે. ૧૫

પશુ પણ તસ સેવે, ન્યાયથી જે ન ચૂકે,
અનય પથ ચલે જે, ભાઈ તે તાસ મૂકે;
કપિ કુળ મિળિ સેવ્યા, રામને શિશ નામી,
અનય કરી તજ્યો જ્યું, ભાઇએ લંકસ્વામી. ૧૬

હય ગય ન સહાઈ, યુદ્ધ કીર્તિ સદાઈ,
રિપુવિજય વિધાઈ, ન્યાય તે ધર્મદાઈ;
ધરમ નયધરા જે, તે સુખે વૈરી જીપે,
ધરમ નયવિહુણા, તેહને વૈરી છીપે. ૧૭

ધરમ નય પસાયે, પાંડવા પંચ તેઈ,
કરી યુદ્ધ જય પામ્યા, રાજ્યલીલા લહેઈ;
ધરમ નયવિહુણા, કૌરવા ગર્વ માતા,
રણસમય વિગૂતા, પાંડવા તેહ જીતા. ૧૮

ન્યાય-નીતિ-પ્રમાણિકતા એ સર્વે એકાર્થવાચક પર્યાય વચનો ગણાય છે, અને ન્યાય-નીતિનું અવલંબન કરીને જે વ્યવસાય કરવો તે **ન્યાયાચરણ** કહેવાય છે. દયાળુ દિલવાળા બુદ્ધિશાળી હોય તે **ન્યાયાચરણ** કરી શકે છે. કઠોર દિલ-વાળાથી બીજાને યથાર્થ ઇન્સાફ આપી શકાતો નથી, તેથી ઠીક જ કહ્યું છે કે ન્યાય સાથે દયાનું મિશ્રણ થવું જ જોઇએ. સમર્થ શાસ્ત્રકારો પણ કહે છે કે—" **आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ।** " અર્થાત્ જે કંઇ આચરણ આપણુને પોતાને પણ વિવેક-બુદ્ધિથી વિચારતાં પ્રતિકૂલ-વિરુદ્ધ જણાતું-સમજાતું હોય તેવું આચરણ-વર્તન આપણે બીજા પ્રત્યે અજમાવવું નહિ; કેમકે સુખ-દુઃખની, માન-અપમાનની, યાવત જીવિત-મરણની લાગણી સહુને સમાન હોય છે. જ્યારે આમ છે ત્યારે જે આપણુને પોતાને જ ન ગમે-પ્રતિકૂળ લાગે તે બીજાને પણ કેમ જ ગમે કે અનુકૂળ પડે? તેનો વિચાર પ્રથમ કરવો જોઇએ. એથી જ બીજા પણ દયાળુ લોકો આ વાતનું સમર્થન કરતાં કહે છે કે—" Do unto others as you would be done by. " એની મતલબ એવી છે કે—બીજા પાસેથી જેવા અદ્દલ ન્યાયની તમે ઇચ્છા રાખતા હો તેવો જ અદ્દલ ન્યાય તમે અન્યને આપો-આપતા રહો. તમને કોઇ અધિકારી અન્યાય આપે તે તમને રુચે ખરો? નહિ જ રુચે. તો પછી તમે અન્યને ગેરઇન્સાફ આપો તે તેને પણ કેમ જ રુચે? ન જ રુચે. બીજાના અન્યાય આચરણથી જેમ તમારી લાગણી દુભાય તેમ તમારાં અન્યાયાચરણથી સામાની લાગણી પણ દુભાયા વગર કેમ જ રહે? આ વાતનો ખ્યાલ દયાળુ જનો દિલમાં લાવી પરને પ્રતિકૂળ થઇ પડે એવા અન્યાયાચ-

રણુ કરતાં સહેજે અટકે છે, અને સહુને આત્મ સમાન લેખી તેમના પ્રત્યે બહુ જ ભલમનસાઇ રાખી પ્રમાણિકપણે–ન્યાયાચરણથી જ વર્તે છે.

એવા જ ઉદાર આશયથી શાસ્ત્રકારે કહ્યું છે કે—

मातृवत् परदारेषु, परद्रव्येषु लोष्ठवत् ।
आत्मवत् सर्वभूतेषु, यः पश्यति स पण्डितः ॥ १ ॥

" જે પરસ્ત્રીને માતા તુલ્ય લેખે છે, પરદ્રવ્યને પત્થર તુલ્ય લેખે છે, અને સર્વ પ્રાણીવર્ગને આત્મ તુલ્ય લેખે છે, એ જ ખરા જ્ઞાની–પંડિત છે." આ રીતે ન્યાય–નીતિ–પ્રમાણિકતાના માર્ગે ચાલનાર ભવ્ય જનો જ **માર્ગાનુસારી** ગણાય છે.

ગમે તેવાના સંબંધમાં કશા સંકોચ વગર નિર્ભયપણે ન્યાય–નીતિના વિહિત માર્ગે ચાલવું એ માર્ગાનુસારીપણાનું પ્રથમ અંગ છે. ન્યાયાચરણથી જગતમાં આપણો સુજસ વિસ્તરે છે, લક્ષ્મીલીલા વધે છે અને સ્થિર થઇ રહે છે, પાપ–તાપ અને આપદા દૂર ટળે છે; તેમ જ વળી સહેજે લોકો વશવર્તી થાય છે, એમ સમજી હૃદયમાં વિમાસણ કરીને, ન્યાય–નીતિનો માર્ગ મક્કમપણે આદરી અનીતિનો માર્ગ સર્વથા તજવો ઘટે છે. જગતને વશ કરવાનો–આપણા તરફ આકર્ષવાનો એ અદ્ભુત ઉપાય છે. ગમે તેવા સંયોગમાં પણ જે ન્યાયાચરણ તજતો નથી અર્થાત્ અનીતિના માર્ગને તિલાંજલિ દઇ દૃઢપણે ન્યાયનો જ માર્ગ આદરે છે તેને સત્ય ન્યાયના પ્રભાવથી હિંસક પશુઓ ( નિર્દય જાનવરો ) પણ આવીને પગમાં પડે છે અને જે જાણી જોઇને અનીતિનો માર્ગ આદરે છે તેને તેનો સગો ભાઇ પણ સહાય કરતો નથી.

ન્યાયવંતમાં **રામચન્દ્ર** અને **યુધિષ્ઠિરાદિક** મહાપુરુષોના તેમજ **સીતા** તથા **સુભદ્રાદિક** મહાસતીઓનાં ચરિત્રો સુપ્રસિદ્ધ છે. જુઓ! ન્યાયમૂર્તિ એવા **રામચન્દ્રજીની** સેવામાં કપિકુળ-ગણ અતિ નમ્રતા સહિત હાજર થઈ રહ્યા અને અન્યાય-કારી **રાવણને** તેનો સગો સહોદર-બંધુ વિભીષણ પણ તજીને ચાલ્યો ગયો અને ન્યાયવંત રામચંદ્રજીનો જ આશ્રય લીધો. આથી સ્પષ્ટ થાય છે કે સત્ય-ન્યાય માર્ગને મક્કમ-પણે સેવનારનો શત્રુ પણ મિત્ર થઇ જાય છે; ત્યારે જાણી જોઈને અન્યાય આદરનારને તેના બંધુ-મિત્ર પણ છોડીને ચાલ્યા જાય છે. આ તો પ્રગટ ન્યાય-અન્યાયનું ઐહિક-આ લોક સંબંધી કિંચિત્ માત્ર ફળ કહ્યું. પરલોકમાં તો એથી અત્યંતગણું ફળ સ્વર્ગ-નરકાદિકમાં ભોગવવું પડે છે. આટલા પ્રેરક શબ્દો પણ અન્યાયાચરણ તજીને ન્યાયાચરણ આદરવા સુજ્ઞ જનો માટે તો બસ કહેવાય.

ન્યાયવંતની જગમાં જશ-કીર્ત્તિ વધે છે અને જયકમળા તેને વરે છે ત્યારે તેથી વિરુદ્ધ વર્તન સેવનાર સર્વ પ્રકારે હાનિ પામે છે, પરાભવ પામે છે અને અત્યંત દુ:ખી થઈ જાય છે.

વળી જુઓ! ન્યાય-નીતિ અને સત્યધર્મના પસાયે **પાંચે પાંડવો** યુદ્ધમાં જય પામ્યા, રાજ્યલીલા પામ્યા અને છેવટે સકળ કર્મનો અંત કરી તેઓ **અક્ષય-અવ્યાબાધ** એવું **મોક્ષસુખ** પામ્યા, ત્યારે અન્યાય-અનીતિ અને અધર્મના માર્ગે જ ચાલનાર **દુર્યોધન** પ્રમુખ **કૌરવો** રણસંગ્રામમાં પરાભવ પામીને ભૂંડા હાલે મૃત્યુ પામ્યા અને મરીને મહા-દુ:ખદાયી ગતિ પામ્યા, એમ સમજી સહુ સુજ્ઞ ભાઈબહેનોએ

આ જ ક્ષણથી અન્યાયાચરણ તજી દઇને શિષ્ટ પુરુષોએ સેવિત ન્યાયાચરણનું જ દૃઢ આલંબન લેવા પ્રતિજ્ઞા કરવી ઉચિત છે. સ્વકર્ત્તવ્યકર્મને પ્રમાદ રહિત નિષ્કામપણે કરનાર ન્યાયીની પંક્તિમાં આવે છે.

---

## ૯ પ્રતિજ્ઞાપાલન

કુશળ પ્રતિજ્ઞા કરીને કુશળતાથી પાળવા હિતવચન

શુભ અશુભ જિ કાંઇ, આદર્યું તે નિવાહે,
રવિ પણ તસ જોવા, વ્યોમ જાણે વગાહે;
કર-ગહિત નિવાહે, તાસને સત્ત આપે,
મલિન તનુ પખાલે, સિંધુમાં સુર આપે. ૧૯

પુરુષ રયણ મોટા, તે ગણીજે ધરાએ,
જિણ જિમ પડિવજ્યું, તે ન છંડે પરાચે;
ગિરીશ વિષ ધર્યો જે, તે ન અદ્યાપિ નાખ્યો,
દુરગતિ નર લેઈ, વિક્રમાદિત્ય રાખ્યો. ૨૦

શુભ કે અશુભ જે કાંઇ આદર્યું-કબૂલ કર્યું તેને જે નિર્વહે છે તેને જોવા માટે જ જાણે સૂર્ય આકાશમાં અવગાહન કરે છે-ફરે છે. વળી તે જ સૂર્ય ગૃહિત-ગ્રહણ કરીને જે નિર્વહે છે તેને સત્ત્વ-બળ આપે છે, અને તેની મલિનતાને ગ્રહણ કરેલી પોતે જ સમુદ્રમાં ડૂબીને પખાળે છે-સ્વચ્છ કરે છે. આ ધરા જે પૃથ્વી તેમાં મોટા પુરુષરત્ન તો તેને જ ગણવા કે જે જેવી રીતે અંગીકાર કર્યું હોય તેને ત્યજે નહિ પણ નિર્વહે છે. જુઓ ! ગિરીશ જે શિવ તેણે વિષને અંગીકાર

કર્યું તો તે હજુ સુધી નાંખી દીધું નથી–તજી દીધું નથી. અને દુર્ગત કેતાં દુર્ભાગી નર જે પુરુષ તેને લઇને વિક્રમાદિત્યે પણ રાખ્યો છે–તજી દીધો નથી. આ બન્ને દૃષ્ટાન્તો લૌકિકના છે.

સુબુદ્ધિવંતનું એ કર્તવ્ય છે કે પ્રથમ તો જે કંઇ પ્રતિજ્ઞા કરવી તે દક્ષતાથી–ડહાપણથી–દુરંદેશી રાખીને, તેનું પરિણામ અને પોતાનું સામર્થ્ય–શક્તિ વિચારીને જ કરવી. જે કરવાને પોતે શક્તિમાન હોય, જે કરવું હિતરૂપ હોય અને જેનું પરિણામ સુંદર આવવા સંભવ હોય–આવું જ કાર્ય કરવા ડહાપણથી નિશ્ચય કરવો અને પછીથી તેવા કરેલા નિશ્ચયથી ગમે તેવા ભોગે પણ ડગવું નહિ.

દુનિયામાં ત્રણ પ્રકારના પ્રાણીઓ–જીવો મળી આવે છે. અધમ, મધ્યમ અને ઉત્તમ. તેમાં જે અધમ કોટિના જીવો છે તેઓ તો અજ્ઞાન અને મોહની પ્રબળતાથી કેવળ કાયરતા ધારીને ગમે તેવાં શકય કાર્ય–અનુષ્ઠાનને પણ આદરતા જ નથી. બીજા જે મધ્યમ કોટિના જીવો હોય છે તે જો કે કોઈ જ્ઞાની પુરુષોનાં મુખથી કોઇ કાર્ય–અનુષ્ઠાનનો પ્રભાવ–મહિમા સાંભળીને તેનો આદર કરે છે ખરા, પણ તે પ્રમાણે કરતાં કંઇ વિઘ્ન આવી પડતાં આદરેલાં કાર્યને તજી દે છે. અને જે ઉત્તમ કોટિના હોય છે તેઓ તો પૂર્વ મહાપુરુષોની પેઠે દીર્ઘદૃષ્ટિથી હિતકારી કાર્યને જ નિજ શક્તિ–સામર્થ્યનો પૂરતો ખ્યાલ રાખીને આદરે છે અને આદરેલાં કાર્યનો પ્રાણાંત કષ્ટ આવ્યે છતે પણ પૂર્ણોત્સાહથી નિર્વાહ કરે છે. તેઓ આદરેલાં કાર્યને ગમે તેવા પ્રતિકૂળ સંયોગોમાં અધવચ લટકતું મૂકતા નથી. આવા ઉત્તમ પુરુષોની દૃઢ ટેક નિરખવાને માટે જ હોય તેમ સૂર્ય અને ચંદ્રાદિક આકાશમાં ફરતા રહે છે.

શાસ્ત્રકાર કહે છે કે સાત્વિક પ્રકૃતિના જીવો જેનો સ્વીકાર કરે છે, જે કાર્ય કરવાનો નિશ્ચય કરે છે તે કાર્યને પૂર્ણ કરતા સુધી તેને નિર્વહે છે. તેમનું સંકલ્પબળ જ એવું સુદૃઢ હોય છે કે ગમે તેવાં વિઘ્ન-અંતરાય માર્ગમાં આવ્યા છતાં લગારે ડગ્યા વગર તેઓ પોતે આદરેલું કાર્ય પૂરું કરી શકે છે. તેમની આવી દૃઢ ધારણા અથવા ટેકથી તેમનું સત્ત્વ વધારે ને વધારે પ્રમાણમાં ખીલતું જાય છે. તેથી તેઓ ગમે તેવા દુષ્કર-કઠણ કામ કરવા હામ ભીડી શકે છે, અને તે પાર પણ પાડે છે. સાહસિકપણાથી તેઓ ઘણાં અગત્યનાં કામ આદરીને પાર ઉતારી શકે છે અને બીજા અનેક જીવોને તેમના જીવતા દાખલાથી બોધ આપતા રહે છે. જે જીવો પોતાની છતી શક્તિ છુપાવીને કાયરપણું ધારી બેસી રહે છે તેઓ કશું સ્વપર હિત-રૂપ કાર્ય કરી શકતા નથી; પણ જેઓ નિજ શકિતને ફોરવી તેનો જેમ જેમ સદુપયોગ કરતા રહે છે તેમ તેમ તેમને કાર્યની સફળતાની પ્રતીતિ આવતી જાય છે કે પોતે પોતાના વીર્ય-પુરુષાર્થવડે જે કંઇ કાર્ય કરવા ઇચ્છશે તે કાર્ય સુખેથી કરી શકશે.

શાસ્ત્રકાર આગળ વધીને કહે છે કે તેઓ દુનિઆમાં મ્હોટા પુરુષરત્નો ગણાય છે કે જેઓ પોતે સમજપૂર્વક આદરેલું-અંગીકાર કરેલું ગમે તે કાર્ય તજી દેતા નથી પણ તેને પાર પહોંચાડવા સંપૂર્ણ શ્રમ ઉઠાવે છે. ફક્ત જયારે લાભને બદલે ગેરલાભ અથવા હિતને બદલે અહિત થતું જણાય ત્યારે જ પોતાના કાર્યનો આગ્રહ શિથિલ કરી નાંખે છે. તે વગર તેઓ મક્કમપણે સ્વકર્તવ્ય કર્મને બજાવ્યા જ કરે છે, તે ઉપર શાસ્ત્રકારો અનેક દૃષ્ટાંત બતાવી આપી આપણને શકયારંભમાં

ઉત્સાહિત થવા, હિતરૂપ કાર્ય આદરવાં અને તે કરતાં નડતાં વિઘ્નોથી ડર્યા વગર ઇચ્છિત કાર્યને પાર પાડવા ઉત્તમ પ્રકારનો બોધ આપે છે.

દેવગુરુની સાક્ષીએ વ્રત-નિયમાદિક સમજપૂર્વક આદરી લેવા માટેનો શાસ્ત્ર ઉપદેશ હિતબુદ્ધિથી જ યોજાયેલો છે. કેવળ આપણી મેળે આદરેલાં વ્રત-નિયમ પાળવામાં શિથિલતા થવા પામે અને તેને તજી દેવામાં આવે ત્યારે તેવો પ્રમાદ દૂર કરવાનું કહેનાર ભાગ્યે જ કોઈ મળે છે, પણ પંચ સાક્ષીએ આદરેલાં વ્રત-નિયમો પાળવામાં જ્યારે શિથિલ પરિણામ થયેલા જોવામાં આવે ત્યારે તેમાં થતી શિથિલતા દૂર કરવા પ્રેરણા કરનારા ગુરુ પ્રમુખ અનેક મળી આવે છે અને ફરી સાવધાન થઈ આદરેલાં વ્રત-નિયમો પ્રમાદ રહિત પાળવા શક્તિમાન થવાય છે. આવો લાભ પંચ સાક્ષીએ વ્રત-નિયમ આદરવામાં રહેલો છે. જ્યારે તીર્થંકર દેવ જેવા સમર્થ પુરુષો સિદ્ધ ભગવાનની સાક્ષીએ મહાવ્રત ઉચ્ચરે છે ત્યારે શું આપણું એ કર્તવ્ય નથી કે શુદ્ધ દેવગુરુની સાક્ષીએ આપણે પણ આદરવા યોગ્ય વ્રત-નિયમ આદરીને તે બધાં પ્રમાદ રહિત થઈ પાળવાં ?

કેટલાએક સત્પુરુષો સિંહની પેઠે શૂરવીરપણે વ્રત-નિયમો અંગીકાર કરીને સિંહની પેઠે જ શૂરવીરપણે તે બધા ય વ્રત-નિયમો નિર્દોષ રીતે પાળે છે. કેટલાએક શીયાળની પેરે, શિથિલ પરિણામથી વ્રત-નિયમને આદર્યા છતાં પાછળથી સદ્ગુરુના અનુગ્રહથી નિર્મળ જ્ઞાન અને શ્રદ્ધાનું બળ મેળવી આદરેલાં વ્રત-નિયમોને સિંહની પેઠે શૂરવીરપણે પાળે છે

કેટલાએક શરૂઆતમાં શુભ વૈરાગ્યાદિકના બળથી સિંહની પેઠે વ્રત-નિયમ આદરે છે પણ પાછળથી વિષયસુખની લાલચમાં લપટાઈને અથવા ક્રોધાદિક કષાયને વશ થઇને આદરેલાં વ્રત-નિયમ પાળવામાં શિયાળની પેઠે કેવળ શિથિલ પરિણામી બની જાય છે. ત્યારે કેટલાએક મંદપરિણામી જીવો પ્રથમથી જ શિયાળની પેરે વ્રત-નિયમ આદરીને છેવટ સુધી તેવી જ મંદતા અથવા શિથિલતા ધારે છે. છેલ્લો પ્રકાર બીલકુલ આદરવા યોગ્ય નથી. પહેલો અને બીજો પ્રકાર આદરવા લાયક છે, અને ત્રીજો પ્રકાર પણ જેઓ મંદ પરિણામથી વ્રત આદરતા જ નથી તે કરતાં ઘણો જ ચઢીઆતો છે, કેમકે શરૂઆતમાં શુભ વૈરાગ્ય યોગે વ્રત-નિયમ શૂરવીરપણે આદરતાં તે ઘણાંએક કર્મનો ક્ષય કરી શકે છે. આ બધી વાત લક્ષમાં લઇ સર્વ સાધુ તેમ જ શ્રાવક જનોએ નિજ નિજ અધિકાર ઉચિત વ્રત-નિયમ સિંહની પેઠે આદરી તેનો સિંહની પેઠે શૂરવીરપણે નિર્વાહ કરવા લક્ષ રાખવું.

પ્રતિજ્ઞા ઘણા પ્રકારની હોય છે, તેમ ઘણી રીતે તે પ્રતિજ્ઞા કરવામાં આવે છે. કોઇ પણ કાર્ય મનથી, વચનથી કે કાયાથી કરવાની કબૂલાત આપવી, સંકલ્પ કરવો, નિશ્ચય બાંધવો, એ તે કાર્ય સંબંધી પ્રતિજ્ઞા કરી કહેવાય છે. પ્રતિજ્ઞા કરી એટલે તે કાર્ય કરવું જ. પછી તે શરતથી જેટલા સમયે ( કાળ-મર્યાદાથી ) જેવી રીતે કરવું કબૂલ્યું હોય તેમ તે કાર્ય કરવું જ જોઇએ અને એથી જ કોઈ પણ કાર્ય કરવાની કબૂલાત આપ્યા પહેલાં આ કાર્ય કેવું છે ? કરવું શકય છે કે અશકય છે ? બીજી આસપાસના સ્થિતિ સંયોગો કેવા છે ? અનુકૂળ કે પ્રતિકૂળ ? એ બધી વાત લક્ષમાં રાખવી જોઇએ. દીર્ઘદર્શી

વિચારશીલ અને શક્ય આરંભને કરનાર પોતાની આદરેલી પ્રતિજ્ઞા પૂરી કરી શકે છે અને એથી પણ આગળ વધી શકે છે. તીર્થંકર જેવા સમર્થ જ્ઞાની પુરુષોના ચરિત્રોમાં પ્રસ્તાવે કહેવામાં આવ્યું છે કે તેઓ " दक्खे दक्खपइन्ने " એટલે ડાહ્યા અને ડહાપણભરેલી પ્રતિજ્ઞાને કરનારા હતા. તેઓ જેમ તેમ જેવી તેવી ( પાછળથી પોતાને ઘણી કફોડી સ્થિતિમાં લાવી મૂકે એવી ગાંડી ) પ્રતિજ્ઞા કરતા નહિ અને ગ્રહણ કરેલી ( નિપુણતાથી દીર્ઘદર્શીપણે શક્ય જાણીને આદરેલી ) પ્રતિજ્ઞાને ગમે તેટલો આત્મભોગ આપીને પણ પૂર્ણ કરતા. ઉત્તમ પ્રતિજ્ઞા એવી હોવી જોઈએ. ચ્હાય તો મહા ભગીરથ પ્રતિજ્ઞા હોય કે અલ્પ પ્રતિજ્ઞા હોય. ગમે તેવી શુભ પ્રતિજ્ઞાથી લગારે ડગ્યા વગર આદરેલી પ્રતિજ્ઞાને પૂર્ણ કરવા પૂરતો પ્રયત્ન પ્રાણાંત સુધી કર્યા કરવો એ ઉત્તમ કોટિવાળાનું લક્ષણ છે. મધ્યમ કોટિવાળા કંઇ પણ કાર્ય વિશેષ લાભવાળું જાણી કરવા પ્રતિજ્ઞા લે છે, પણ ઉક્ત કાર્ય કરતાં આવી પડેલાં વિઘ્નોથી ડરી જઈ તે કાર્ય પડતું મૂકી દે છે. ત્યારે નિકૃષ્ટ–નિર્બળ કોટિના કાયરજનો હોય છે તે તો ગમે તેવાં લાભ-કારક કાર્ય સંબંધી પ્રતિજ્ઞા કરતાં પહેલાં જ કંપી ઊઠે છે. આવા કાયર–નિર્બળ મનનાં માણસો કંઈ મહત્ત્વની પ્રતિજ્ઞા કરવાને લાયક જ નથી. અન્યના આગ્રહથી કે દાક્ષિણ્યતાદિકથી કદાચ તે કંઇ શુભ કાર્ય કરવા પ્રતિજ્ઞા કરે છે તો તે બહુધા પૂરી કરી શકતા જ નથી. જો કે ગમે તે શુભ કાર્ય કરવા પ્રતિજ્ઞા કરીને તે પોતાને જ પાળવાની છે, પરંતુ ગ્રહણ કરા-યેલી પ્રતિજ્ઞાનું વિસ્મરણ ન થાય, કદાચ દૈવયોગે વિસ્મરણ થયું તો તેનું સંસ્મરણ કરાવી શકાય એ આદિ અનેક શુભ

હેતુથી **પંચસાક્ષિક** પ્રતિજ્ઞા કરવા-કરાવવાનો વ્યવહાર પ્રચલિત છે. લૌકિકમાં પણ મહત્ત્વના કામ **પંચસાક્ષિક** કરવાં પડે છે, તો લોકોત્તર શુભ કાર્યનું કહેવું જ શું? તેમાં તો "૧ **અરિહંત, ૨ સિદ્ધ, ૩ સાધુ, ૪ શાસનદેવતા** અને ૫ **પ્રતિજ્ઞા કરાવનાર આત્મા**" એ **પંચસાક્ષિક** પ્રતિજ્ઞા કરવામાં આવે છે. અને પ્રતિજ્ઞા કરનારને સાથે ગણતા **ષટ્ (૭) સાક્ષિક** પ્રતિજ્ઞા થાય છે. શાસ્ત્રવચનને માન આપી ઉક્ત સાક્ષીપૂર્વક જે શુભ પ્રતિજ્ઞા કરવામાં આવે છે તે પાળવામાં ઘણી સરળતા થઇ જાય છે અને જે કોઇ આપઇચ્છાથી કેવળ આત્મ-સાક્ષિક જ પ્રતિજ્ઞા કરે છે તેને જ્યારે કર્મયોગે પ્રતિજ્ઞાથી ચૂકી જવાનું આવે છે ત્યારે તેને ઉદ્ધરનાર એટલે યોગ્ય ટેકો આપી પાછો પ્રતિજ્ઞામાં જોડનાર કે સ્થિર કરનાર ભાગ્યે જ મળે છે. તેથી કંઇક જીવો ગબડી પડે છે, એ દોષ વ્યવહાર માર્ગનો અનાદર—ઉપેક્ષા કરવાથી પ્રાપ્ત થાય છે, તેથી સુજ્ઞજનો વ્યવહાર માર્ગનો અનાદર કરતા--કરાવતા કે અનુમોદતા નથી; કેમકે એમ કરતાં તો વ્યવહારનો લોપ થઇ જાય છે અને એથી સર્વજ્ઞ-આજ્ઞાની પણ વિરાધના કરી કહેવાય છે. એમ હોવાથી જ જો કે સહુ આત્માઓ સત્તાએ સમાન છે તો પણ ગુરુ-શિષ્યાદિકનો તેમ જ વ્રતપચ્ચખ્ખાણાદિક લેવાદેવાનો પણ વ્યવહાર પ્રવર્ત્તે છે અને એ રીતે વ્યવહારધર્મનું સરલપણે સેવન કરતાં જ આત્મા અનુક્રમે અનાદિ વિષયવાસનાને તેમ જ મિથ્યાત્વ કષાયાદિક દોષજાળને છેદી શુદ્ધ સ્ફટિક સમાન નિજ શુદ્ધ સ્વભાવને પ્રગટ કરી શકે છે. માટે જ કહ્યું છે કે—

"મારગ અનુસારી ક્રિયા, છેદે સો મતિહીન;
કપટ ક્રિયા બળ જગ ઠગે, સો ભી ભવજલ મીન."

સમાધિતંત્રે.

તેમજ—

"નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પામે જે વ્યવહાર;
પુન્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર."
મનમોહન જિનજી !

એ આદિક પ્રમાણો નિર્દંભપણે શાસ્ત્રવચનાનુસારે શુદ્ધ લક્ષ-પૂર્વક શિષ્ટજનોએ, કહો કે શ્રી તીર્થંકર ગણધર પ્રમુખે આચરેલો અને પ્રરૂપેલો વ્યવહાર માર્ગ સ્વહિતરૂપ સમજી નિષ્કામ બુદ્ધિથી સેવવા યોગ્ય છે, એમ પૂરવાર કરે છે. આટલું પ્રસંગોપાત ઉપ-યોગી જાણીને વિશેષ વિવેચન કર્યું. હવે મૂળ મુદ્દા ઉપર આવીએ.

પ્રતિજ્ઞા ગ્રહણ કરવાના સંબંધમાં નીતિશાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે—"જે કાર્ય કરવું શક્ય ન હોય અથવા તો તે કરવા પૂરતું આપણું વીર્ય ઉત્થાન, કહો કે સામર્થ્ય પણ ન હોય, તો તેનો આરંભ જ ન કરવો, એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે. અને આરંભેલા કાર્યનો યથાર્થ નિર્વાહ કરવો એ બુદ્ધિનું બીજું લક્ષણ છે." મતલબ કે સહુએ યથાશક્તિ–સ્વશક્તિ ગોપવ્યા વગર સ્વ–સ્વોચિત કાર્ય કરવાં જ જોઈએ. કોઇ પણ કાર્ય ગજા ઉપરાંત કરવાથી મૂળતઃ ક્ષતિ ન આવે એટલા માટે ઉપકારી એવા જ્ઞાની પુરુષો આપણને સાવચેતપણે હિતકાર્ય કરવા શિખામણ આપે છે કે—જે કાર્ય પરમાર્થ સમજીને યોગ્ય વિધિથી કરવામાં આવે છે તે આપણને પરિણામે રસદાયી અને લાભદાયી નીવડે છે. જે સજ્જનો સ્વપ્રતિજ્ઞામાં સુદૃઢ રહે છે તેઓ મહાપુરુષની પંક્તિમાં લેખાય છે. તેમની પ્રસંગે કસોટી પણ થાય છે. તેવે પ્રસંગે જ પોતાની અટલ ટેકની

ખાત્રી થઇ શકે છે. ઉત્તમ કોટિના જનો તો પોતાની પ્રતિજ્ઞામાં બહુ જ અડગ રહે છે. ખરેખર એઓ પ્રશંસાપાત્ર જ છે.

આ પ્રસંગે કહેવું ઉચિત છે કે જે નીતિશાસ્ત્રમાં તેમ જ ધર્મશાસ્ત્રમાં કુશળ હોય છે તે સ્વોચિત પ્રતિજ્ઞા ગ્રહણ કરવામાં તથા તેનું કાળજીથી પાલન કરવામાં કુશળતા દાખવી શકે છે, અન્યથા ગ્રહણ કરેલી પ્રતિજ્ઞામાં સ્ખલના થઇ જવાનો ભય કાયમ રહે છે. પ્રતિજ્ઞા કરવામાં જેટલા પુરુષાર્થની જરૂર છે તેથી અધિક પુરુષાર્થની જરૂર પ્રતિજ્ઞાને કુશળતાથી પાળવામાં રહે છે, તેથી જે ભવ્યાત્માઓ પોતાના પુરુષાર્થનો ઉપયોગ ઉપકારી-જ્ઞાની ગુર્વાદિકની હિતશિક્ષા અનુસારે કરવા તત્પર રહે છે તે સ્વોચિત પ્રતિજ્ઞાને આદરી સુખે પાળી શકે છે. અને એમ કરીને અન્ય અનેક આત્માર્થી સજ્જનોને ઉત્તમ દૃષ્ટાન્તરૂપ પણ થઇ શકે છે. આપણ સહુ કોઇને એવી સદ્‌બુદ્ધિ અને એવું આત્મબળ પ્રાપ્ત થાઓ! છેવટે સત્ય-કુશળ પ્રતિજ્ઞા લઇને તેને કુશળતાથી પાળનારા પુરુષાર્થી[1] સજ્જનોને આપણો પુનઃ પુનઃ નમસ્કાર!!!

---

## ૧૦. ઉપશમ

### ઉપશમ ગુણ આદરવા આશ્રી ઉપદેશ

ઉપશમ હિતકારી, સર્વદા લોકમાંહી,<br>
ઉપશમ ધર પ્રાણી, એ સમો સૌખ્ય નાંહી;<br>
તપ જપ સુરસેવા, સર્વ જે આદરે છે,<br>
ઉપશમ વિણ તે તો, વારિ મંથા કરે છે. ૨૧

---

૧ સંયમધુરાને ધરનાર અને નિર્વહનાર મહાસત્ત્વશાળી સાધુ આદિ.

ઉપશમ રસ લીલા, જાસ ચિત્તે વિરાજી,
કિમ નરભવકેરી, ઋદ્ધિમાં તેહ રાજી?
ગજ[૧] મુનિવર જેહા, ધન્ય તે જ્ઞાન ગેહા,
તપ કરી કૃશ દેહા, શાન્તિ પિયૂષ મેહા. ૨૨

"उपसम सार खु सामन्नं"

ઉપશમપ્રધાન જ ચારિત્ર વખાણ્યું છે અથવા "ઉપશમ સાર છે પ્રવચને." જૈન શાસનમાં ઉપશમ–નિષ્કષાયતાને જ પ્રધાન ગુણ તરીકે વખાણેલ છે, તેથી એ ઉત્તમ ગુણની પ્રાપ્તિ કરવી, તેનું યત્નથી રક્ષણ કરવું, તેમ જ તેની પુષ્ટિ કરવી અગત્યની છે.

ઉપશમ આ લોકમાં સર્વદા હિતકારી છે તેથી હે પ્રાણી! તું ઉપશમને ધારણ કર. એ સમાન બીજું કોઇ સુખ નથી. ઉપશમ વિના તપ, જપ, સુરસેવા એટલે દેવભક્તિ એ સર્વ જે આદરે તે ફોગટ પાણી વલોવે છે. ઉપશમ રસની લ્હેજત જેના ચિત્તમાં વિરાજમાન થઇ હોય છે તે પ્રાણી નરભવની ઋદ્ધિમાં કેમ રાજી થાય? જુઓ, ગજસુકુમાલ મુનિ. ધન્ય છે જ્ઞાનના ઘર એવા તે મુનિને કે જેમણે તપે કરીને દેહને કુશ–દુર્બળ કરી નાખ્યો અને શાન્તિરૂપ પિયૂષ જે અમૃત તેનો મેઘ–વરસાદ પોતાના આત્મામાં વરસાવ્યો.

ક્રોધાદિક કષાયના કટુક વિપાક વિચારીને ક્રોધ, માન, માયા અને લોભ થવા પામે તેવાં નબળાં કારણોથી સમજીને દૂર રહેવું, તેવાં ખોટા કારણો જ ન સેવવાં અને તેમ છતાં કંઇ નિમિત્ત પામીને તે ક્રોધાદિ કષાય ઉદયમાં આવે તો

---

૧ ગજસુકુમાળ–પોતાના મસ્તક પર અગ્નિની સગડી મૂકનાર પર કૃપાભાવવાળા.

તેમને તરત દબાવી દેવા જેથી તેનાં માઠાં ફળ બેસવા પામે નહિ. શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાય ક્રોધ સંબંધી પાપસ્થાનકની સજઝાયમાં કહે છે કે :—

"ન હોયે, હોય તો ચિર:નહિ, ચિર રહે તો ફળ છેહો રે;
સજજન ક્રોધ તે એહવો, જેહવો દુર્જન નેહો રે."

ઇત્યાદિ સૂક્ત વચનોમાં બહુ ઉત્તમ રહસ્ય રહેલું છે. તેઓશ્રી સ્પષ્ટ જણાવે છે કે સજ્જન પુરુષોને ક્રોધ (ઉપલક્ષણથી માન, માયા અને લોભ) હોય નહિ. કદાચ કંઇ પ્રશસ્ત કારણસર તેવો ક્રોધાદિકનો દેખાવ થવા પામે તો પણ તે વધારે વખત ટકે નહિ, તેમ છતાં તેવા જ કારણ વિશેષથી કંઇ વધારે વખત સુધી ટકવા પામે તો તેનાથી કશું માઠું ફળ તો બેસવા ન જ પામે, કેમ કે તે કોઈ પ્રશસ્ત કારણસર બહારના દેખાવરૂપે જ—અંતરમાં સાવધાનપણું સાચવીને સેવેલો હોવાથી તેનું અનિષ્ટ પરિણામ આવવા પામે નહિ. ફળ—પરિણામ આશ્રી દુર્જનના સ્નેહની તેને ઉપમા આપવામાં આવી છે તે ખરેખરી વાસ્તવિક છે, કેમકે દુર્જનને ખરો સ્નેહ—રાગ—પ્રેમ પ્રગટે જ નહિ—તેનો સ્નેહ સ્વાર્થપૂરતો જ હોય; કદી તેને સ્નેહ થાય તો તે અલ્પ કાળ જ ટકે, તેમ છતાં ખાસ તથા પ્રકારના સ્વાર્થને લઇને લાંબો વખત દેખાવરૂપે તેનો સ્નેહ જણાય તો પણ તેનું ફળ કંઇ શુભ પરિણામરૂપે થવા પામે જ નહિ. તેવી જ રીતે સજ્જનોને કૂડા ક્રોધાદિ કષાય થાય જ નહિ અને કદાચ કંઇ પ્રશસ્ત કારણસર થવા પામે તો તે જરૂર પૂરતો વખત રહી કંઇ પણ અનિષ્ટ ફળ—પરિણામ ઉપજાવ્યા વગર જેમના તેમ પાછા શમાઇ જાય.

કષાય વગરની શાન્તવૃત્તિ સદા-સર્વદા હિતકારી જ છે, એવી શાન્ત વૃત્તિનું સેવન કરવા સમાન બીજું સુખ નથી, એમ સમજી હે સુજ્ઞ જનો! તમે જરૂર શાન્તવૃત્તિ સેવો. એવી શાન્ત-ઉપશાન્ત-પ્રશાન્ત વૃત્તિ વગર જે કંઇ તપ, જપ, પ્રભુપૂજાદિક કરણી કરવામાં આવે છે તે બરાબર લેખે થતી નથી, પરંતુ જો તે સઘળી કરણી સમતા રાખીને સ્થિર ચિત્તથી કરવામાં આવે છે તો સફળ થઈ શકે છે. સ્થિર-શાન્ત ચિત્તથી કરવામાં આવતી કરણીમાં કોઇ અપૂર્વ રસ, લહેજત યા મીઠાશ હોય છે. સમતારસમાં લીન ચિત્તવાળાને કશું દુઃખ સ્પર્શી શકતું નથી. સમતા રસમાં નિમગ્ન ચિત્તવંતને સર્વત્ર ગામ અને અરણ્ય તેમ જ દિવસ અને રાત સમાન લાગે છે.

જ્યારે નાના પ્રકારના રાગ, દ્વેષ અને મોહવશ ઉપજતા વિકલ્પો શમી જાય છે અને સઘળો વિભાવ યા પરભાવ તજીને સહજ સ્વરૂપને અવલંબી રહેવાય છે-એવું પરિપકવ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે જ ચેતન ખરો શમવંત યા સમતાવંત થયેલો લેખાય છે. કર્મની વિચિત્રતાથી થતી અવસ્થાની વિચિત્રતા તરફ દુર્લક્ષ કરી શુદ્ધ સ્વરૂપના લક્ષથી સહુ પ્રાણી-વર્ગને સમાન લેખનાર સમતાવંતનું જ ખરેખર શ્રેય થાય છે.

ઉપશમજનિત આવી આત્મલીલા યા સહજ સુખસમૃદ્ધિ જે મહાનુભાવ મુનિજનોને પ્રાપ્ત થઇ છે તેમની પાસે સુરપતિ, અસુરપતિ કે નરપતિનું પૌદ્ગલિક સુખ શા હિસાબમાં છે ? તે સઘળાં સુખ કરતાં નિરાગી અને નિઃસ્પૃહી એવા શમસામ્રાજ્યવંત મહામુનિઓનું સુખ ખરેખર અલૌકિક જ છે; કેમકે એ બધાં ઉપર જણાવેલાં ઇન્દ્રાદિકનાં સુખ સંયોગિક હોવાથી અવશ્ય

વિયોગશીલ હોય છે; જ્યારે મુનિજનોને પ્રાપ્ત થયેલ શમ–ઉપ-શમ–પ્રશમજનિત સહજ સ્વાભાવિક સુખશાન્તિ અલૌકિક અને ચિરસ્થાયી હોય છે. તેથી જ શ્રીમાન્ ઉપાધ્યાયજીએ સમતાશતકમાં ઠીક જ કહ્યું છે કે—

" ક્ષમા સાર ચંદન રસે, સિંચો ચિત્ત પવિત્ત;
દયા વેલ મંડપ તલે, રહો લહો સુખ મિત્ત. "
" દેત ખેદ વર્જિત ક્ષમા, ખેદ રહિત સુખ રાજ;
તામેં નહિ અચરિજ કછુ, કારણ સરિખો કાજ. "

હે ભવ્ય જનો ! ક્ષમારૂપ શ્રેષ્ઠ ચંદન રસવડે તમારા પવિત્ર ચિત્તને સિંચો, તેમ જ દયારૂપ મનોહરલતામંડપ તળે જ રહો અને હે મિત્રો ! સ્વાભાવિક શાન્તિને અનુભવો. જે ભવ્યાત્મા કંઈ પણ કચવાટ વિના સ્વકર્તવ્ય સમજી સહન-શીલતા રાખે છે તે અખંડ સુખશાંતિનો અદ્ભુત લાભ મેળવી શકે છે, તેમાં કંઇ પણ આશ્ચર્ય નથી.

સુજ્ઞ જનોએ જે જે કારણોથી ક્રોધાદિ કષાયનો ઉદય થાય તે તે કારણોથી અલગા રહેવું અને જે જે કારણોથી ક્રોધાદિ કષાય ઉપશાન્ત થાય તેવાં કારણોનું સેવન કરવું જરૂ-રનું છે. તેને માટે ગજસુકુમાળાદિક મહામુનિઓના દૃષ્ટાન્ત યોગ્ય જ છે.

જ્યાં ક્રોધ પ્રગટે છે ત્યાં તેનો સહચારી માન પણ પ્રગટે છે અને જ્યાં એ ક્રોધ–માનરૂપ દ્વંદ્વ પ્રગટ થાય છે ત્યાં માયા અને લોભ એ દ્વંદ્વ પણ સાથે જ પ્રગટે છે. ઉક્ત ચારે કષાયના તાપથી પરિતપ્ત જીવને કયાંય લગારે સુખ–શાન્તિની પ્રાપ્તિ થઇ શકતી નથી; એટલું જ નહિ પણ અનેક પ્રકારના

કુવિકલ્પોથી તેને ભારે અશાન્તિ રહ્યા કરે છે અને તેને વશ થઇને તે એવાં પાપકર્મ આચરે છે કે જેથી જીવને વારંવાર જન્મ-મરણના દુઃખ સહેવા પડે છે. આવાં અનંત અસહ્ય દુઃખ ઉક્ત કષાયને શાન્ત-ઉપશાન્ત-પ્રશાન્ત કરવાથી શમી જાય છે; તેથી દુઃખમાત્રનો અંત કરવા અને સુખમાત્રને સ્વાધીન કરવા ઈચ્છનારે અવશ્ય ઉકત કષાય ચતુષ્ટયને ઉપશમાવી દેવા જોઇએ. કષાય માત્ર શાન્ત થઇ જવાથી વિકલ્પ માત્રનો અંત આવશે અને સહજ નિર્વિકલ્પ સમાધિને પામી પરમ સમતારસમાં નિમગ્ન થઇ શકાશે, એવો મહાપુરુષોનો અનુભવ છે. તેવા સત્ય સ્વાભાવિક સુખના અર્થી જનોએ પૂર્વ મહાપુરુષોના વિહિત માર્ગે અવશ્ય પ્રયાણ કરવું જોઇએ કે જેથી નિર્વિકલ્પ સમાધિજનિત પરમ સમતારસની પ્રાપ્તિ થાય.

કદાચ કોઇ અજ્ઞાની પ્રાણી આપણને ગાળો આપે કે આપણા પ્રત્યે એવી જ બીજી ઉન્મત્ત પ્રાય ચેષ્ટા કરે તો તેથી લગારે ચિત્તને ખિન્ન થવા દેવું જોઇએ નહિ. એમ કરવાથી પેલો અજ્ઞાની પ્રાણી છેવટે થાકીને અટકી જશે. જો એવા પ્રસંગે ક્ષમા-શાન્તિ રાખવાને બદલે આકળાશ-અધીરજ-વ્યાકુળતા કે ક્રોધાદિક કષાયરૂપ અશાન્તિ આદરવામાં આવે તો એથી પ્રથમ આપણું જ બગડશે અને સામાને પણ કશો ફાયદો થવા પામશે નહિ. જ્ઞાની પુરુષો તો ત્યાં સુધી કહે છે કે—" ગાળ દે તેને આશિષ દઇએ " એક અગ્નિરૂપ થાય ત્યારે બીજાએ જળરૂપ થવું જોઈએ. સમતારૂપ જળના પ્રવાહથી ક્રોધાગ્નિ તરત શાન્ત થઇ જશે, પણ જો પ્રજ્વલિત થયેલા ક્રોધાગ્નિમાં અધિક ઇંધન હોમવામાં આવશે તો તેથી જોતજોતામાં મોટો ભડકો

થશે અને તે કોઇ રીતે શાન્ત થવાને બદલે અનેક જીવોને અપાર હાનિ કરે એવું મોટું રૂપ પકડશે. તેથી જ શાસ્ત્રકાર એ ક્રોધાગ્નિને ઉપશમાવી દેવાનો ઉપાય બતાવે કે—

" क्षमाखड्गः करे यस्य, दुर्जनः किं करिष्यति ? ।
अतृणे पतितो वह्निः, स्वयमेवोपशाम्यति ॥ "

ક્ષમારૂપ સાચું અને બળવાન સાધન આત્મરક્ષાર્થે જેની પાસે છે તેને ક્રોધી દુર્જન શું કરી શકે ? કશું કરી શકે નહિ. તૃણાદિક રહિત ખાલી ભૂમિ ઉપર પડેલો અગ્નિ આપોઆપ જ બૂઝાઇ જાય છે, તેને બૂઝવવા માટે બીજી કશી જ મહેનત કરવી પડતી નથી. તેને કશી પુષ્ટિ નહિ મળવાથી તે સહેજે જ શાન્ત થઇ જાય છે. એવી જ રીતે ક્રોધાદિ પ્રસંગે અદ્ભુત શાન્તિ–સમતા રાખવાથી સામા ક્રોધી પ્રાણીને પણ કવચિત્ ભારે પશ્ચાત્તાપ પ્રગટે છે અને પોતે કરેલી મોટી ભૂલનો ખ્યાલ કરી વખતે શુભ માર્ગે ચઢી પણ જાય છે. આ રીતે સામા ક્રોધી જીવને પણ જે કવચિત્ લાભ થઇ શકે છે તે તેવે પ્રસંગે ધીરજ–શાન્તિ–સહનશીલતા રાખવામાં આવે છે તેનું રુડું પરિણામ જાણવું.

આપણા એકાન્ત હિતને માટે જ્ઞાની પુરુષો પોકારી પોકારીને કહે છે કેઃ—" **ખમીએ ને ખમાવીએ, સાહેલડી રે ! એ જિનશાસન રીત તો.** " એની મતલબ એવી છે કે આપણ છદ્મસ્થ જીવોથી કંઇ ને કંઇ કસૂર થઈ જાય, તેથી સામા જીવોની ગમે તે કારણે લાગણી દુઃખાય તો આપણી ફરજ છે કે તે વાતનો ખ્યાલ કરી પોતાની થયેલી કસૂર કબૂલ કરી લઈ નમ્રતા દાખવી, મીઠા વચનથી પોતે

કરેલી ભૂલ માટે માફી માગી લેવી અને ફરી 'એવી ભૂલ જાણી જોઈને નહિ કરું' એમ કહી સામાનું મન શાન્ત કરવું,[1] એ આપણે સામાને ખામણાં કર્યાં કહેવાય. તેવી જ રીતે સામા કોઈએ એવી જ કોઇ કસૂર કરી આપણી લાગણી દુભાવી હોય, પછી તેને કરેલી કસૂરનો ખ્યાલ આવવાથી તે આપણી પાસે ઉપર જણાવ્યા મુજબ માફી માગે ત્યારે બદલામાં આપણે પણ તેને માફી આપવી એ આપણી ફરજ છે. એમ કરવાથી આપણે પણ ખમ્યા કહેવાઈએ. એ રીતે કવચિત્, કર્મયોગે થયેલી કસૂર માટે અરસપરસ ખામણાં કરવાં એ જગજ્જયવંતા જિનશાસનની ખાસ રીત–મર્યાદા જ છે.

એ ઉત્તમ ખામણાં સફળ ત્યારે જ લેખાય છે કે જ્યારે નિખાલસ દિલથી નમ્રપણે પોતે કરેલી કસૂરનો પશ્ચાત્તાપ-પૂર્વક માફી માગી લઇ, ફરી તેવી કસૂર નહિ કરવાં પૂરતું લક્ષ રાખવામાં આવે છે. એમ કરવાથી સ્વપર ઉભયને લાભ થાય છે. અરસપરસ ખામણાં કરતાં શાસ્ત્રમર્યાદા લક્ષમાં રાખી લઘુવયવાળાએ મોટી વયવાળા–વડીલને પ્રથમ ખમાવવું જોઈએ. લઘુવયવાળાનું મન એમ કરવા સંકોચાતું હોય તો વડીલે લઘુવયવાળાને પ્રથમ ખમાવવા લક્ષ રાખવું. એથી લઘુવયવાળો શરમાઇને જલદી ખમાવશે. જે સરલપણે ખમે છે અને ખમાવે છે તે ઉભય ( ખમનાર અને ખમાવનાર ) આરાધક કહ્યા છે. જે જાણી જોઇને ખમતા કે ખમાવતા નથી તેને આરાધક કહ્યા નથી. સામો માણસ ક્ષમા કરે કે ન કરે પણ આરાધક થવા ઇચ્છનારે પોતે તો જરૂર માન મૂકીને

---

૧ મોક્ષમાર્ગના આરાધનના દશ પ્રકારો પૈકી એ ત્રીજો પ્રકાર છે.

નિખાલસપણે સામા જીવને ખમાવવું જ જોઈએ. જે આ રીતે ખમાવતાં ખમે છે ( માફી આપે છે-પોતાનો રોષ તજી દે છે ) તે આરાધક થઈ શકે છે, અને જે ખમતો નથી-રોષ રાખી રહે છે તે આરાધક થતો નથી. એથી જ સૂક્તિકારે કહ્યું છે કે "ઉપશમ ગુણ સેવનારનું સર્વત્ર હિત જ થાય છે. એ સમું બીજું શ્રેષ્ઠ સુખ નથી. એ ઉપશમ ગુણ વગર જે કંઇ તપ, જપ પ્રમુખ કઠિન કરણી કરવામાં આવે છે તે સર્વ નિષ્ફળપ્રાય થાય છે અને ઉપશમ ભાવપૂર્વક જે કંઇ ધર્મ-કરણી કરવામાં આવે છે તે સઘળી પરમ હિતકારી થાય છે." જેણે ઉપશમ રસ ચાખ્યો છે તેને બીજાં રાજઋદ્ધિ પ્રમુખનાં સુખ નિરસ લાગે છે અને તેથી જ મોટા ચક્રવર્ત્તી પ્રમુખ વિશાળ ઋદ્ધિવાળા પણ પોતાને પ્રાપ્ત થયેલાં રાજ્યાદિક સુખને તૃણવત્ તજી દઇ શમ-સમતા સામ્રાજ્યને આપનારું ચારિત્ર અંગીકાર કરી તેને સેવે છે.

જેમને પરમ ઉપશમભાવ પ્રગટ્યો છે તેવા **ગજસુકુમાળ, મેતાર્યમુનિ** અને **ખંધકમુનિ**ની પેઠે પ્રાણાન્ત કષ્ટ આવે છતે પણ પરમ શાન્તિ સાચવી રહ્યા છે, તેઓ દેહની કશી દરકાર નહિ કરતાં એક ઉત્કૃષ્ટ સમતાને જ સાર લેખી રહ્યા છે તે મુનિઓને ધન્ય છે!

પરમ ક્ષમાવંત શ્રી અરિહંતાદિકના પવિત્ર ચરિત્રને અનુસરી ઉત્તમ જનોએ નિર્મળ જ્ઞાનદૃષ્ટિથી ક્રોધાદિક દોષોને દૂર કરી, ઉપશમ પ્રમુખ ઉત્તમ ગુણનો આદર કરવા સદા ય ઉજમાળ રહેવું ઉચિત છે.

---

## ૧૧. ત્રિકરણ શુદ્ધિ

### ત્રિકરણ શુદ્ધિ સાચવવા હિતોપદેશ

જગ જન સુખદાઇ, ચિત્ત એવું સદાઇ,
સુખ અતિ મધુરાઈ, સાચ વાચા સુહાઈ;
વપુ પરહિત હેતે, ત્રણ્ય એ શુદ્ધ જેને,
તપ જપ વ્રત સેવા, તીર્થ તે સર્વ તેને. ૨૩

મન વચ તનુ ત્રણ્યે, ગંગ જ્યું શુદ્ધ જેને,
નિજ ઘર નિવસંતાં, નિર્જરા ધર્મ તેને;
જિમ ત્રિકરણ શુદ્ધે, દ્રૌપદી અંબ વાવ્યો,
ઘર સફળ ફળંતો, શીલ ધર્મ સુહાવ્યો. ૨૪

આખી આલમને સુખરૂપ થાય તેવું ઉત્તમ ભાવનામય જેનું ચિત્ત સદા ય વર્તે છે, સહુને હિતરૂપ થાય એવી મિષ્ટ–મધુરી વાણી જેના મુખમાંથી નીકળે છે અને પરહિતકારી કાર્યોમાં જેની કાયા સદા ય પ્રવર્તે છે, એ રીતે જેનાં મન, વચન અને કાયા એ ત્રણે વાનાં શુદ્ધ–પવિત્રપણે પ્રવર્તે છે તેનાં સઘળાં તપ, જપ, વ્રત, પૂજા અને તીર્થસેવા સહેજે ફળે છે, અર્થાત્ એ બધા ય સુકૃતોનો લાભ તેને સહેજે–અનાયાસે મળી શકે છે. જેનાં ત્રિકરણ શુદ્ધ વર્તે છે તેને વગરકષ્ટે પુન્યના પોટલાં બંધાય છે અને તે ત્રણે વાનાં જેનાં મેલાં છે તેને ઉક્ત સઘળી ધર્મકરણી માત્ર કાયકષ્ટરૂપ થાય છે–સફળ થઈ શકતી નથી. જેનાં મન, વચન અને કાયા ત્રણે ગંગાના નીર જેવાં શુદ્ધ–નિર્મળ છે તેને પોતાના ઘરે બેઠા છતાં પણ કર્મક્ષય થવા પામે છે; કેમકે તે જે કર્તવ્ય કર્મ કરે છે તે નિષ્કામપણે–નિઃસ્વાર્થપણે નિર્લેપ વૃત્તિથી કરે છે, તેથી તેને કર્મથી

અંધાવાનું રહેતું નથી, પરંતુ ઉદય અનુસારે જે કંઇ કરવાનું પ્રાપ્ત થાય છે તે કેવળ સાક્ષીભાવે કરાતી હોવાથી ઉદિત કર્મનો અનાયાસે ક્ષય થવા પામે છે અને નવીન કર્મબંધ થવા પામતો નથી.

વળી ત્રિકરણશુદ્ધિથી—શુદ્ધ સંકલ્પબળથી બહુ ભારે મહત્ત્વનાં કામ અલ્પ પ્રયાસે થઈ શકે છે. તે ઉપર **સીતા, દ્રૌપદી** અને **સુભદ્રાદિક** અનેક ઉત્તમ સતીઓનાં તેમજ **ભરતેશ્વર, બાહુબલી, જંબૂસ્વામી, સ્થૂલભદ્રજી, વજ્રસ્વામી** પ્રમુખ અનેક સત્ત્વવંત મહાત્માઓના અને પરમ ક્ષમાવંત **શ્રી અરિહંત દેવોના, ગણધર મહારાજાઓના** તેમ જ **ગજસુકુમાળાદિક** પૂર્વ મહામુનિઓના જ્વલંત દૃષ્ટાન્તો સુપ્રસિદ્ધ છે. વળી વર્તમાન કાળે પણ પવિત્રપણે મન, વચન અને કાયાની શુદ્ધિને પાળનારા કઇક સજ્જનો પણ જગતમાં જયવંતા વર્તે છે. કહ્યું છે કે—

"मनसि वचसि काये पुण्यपीयूषपूर्णाः ।
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ॥
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं ।
निजगुणविकसंतः संति संतः कियन्तः ॥ "

વિચારોમાં, વાણીમાં અને ક્રિયામાં પુન્યરૂપી અમૃતથી ભરેલા, ત્રણ ભુવનના પ્રાણીઓને કરોડોગમે ઉપકારોથી પ્રસન્ન કરતા અને સૂક્ષ્મદર્શક કાચ સમાન પોતાની સૂક્ષ્મદૃષ્ટિવડે પરના અલ્પમાત્ર ગુણને વિશાળરૂપે જોઇને પોતાના હ્રદયમાં અતિ આનંદ પામતા એવા કેટલાએક સજ્જનો જગતિતળ ઉપર જયવંતા વર્તે છે.

ત્રિકરણ શુદ્ધિથી પવિત્ર ધર્મકરણી કરતાં અમૃત જેવી

મીઠાશ ઉપજે છે, રોમાંચ ખડા થાય છે, જેથી અનહદ આનંદ પ્રાપ્ત થાય છે અને અભિષ્ટ લાભ તત્કાળ મળે છે. ઉક્ત અમૃત ક્રિયાનો ખરો લાભ આપ્ત ( સર્વજ્ઞ–વીતરાગ )-પુરુષોનાં પવિત્ર વચનાનુસારે સમજ સાથે શાસ્ત્રોક્ત ક્રિયા કરવાના સતત અભ્યાસવડે મળી શકે છે. જેવી રીતે મયણા-સુંદરીને સતત નવપદજીની સેવા–ભકિત સાથે ધ્યાનના અભ્યાસ-વડે અમૃતક્રિયાનો લાભ પ્રાપ્ત થયો હતો અને તેના પ્રભાવથી તત્કાળ પોતાના પ્રાણપ્રિય પતિનો મેળાપ થયો હતો. એવા અનેક દૃષ્ટાન્તથી સુજ્ઞ જનોએ પવિત્ર ધર્મકરણી સમજપૂર્વક કરવાના નિત્ય અભ્યાસવડે જેમ બને તેમ શીઘ્ર મન, વચન, કાયાની શુદ્ધ એકાગ્રતા સાધી લેવી ઉચિત છે.

---

## ૧૨. ઉત્તમ કુળ

### ઉત્તમ કુળનો મહિમા–પ્રભાવ

સહજ ગુણ વસે જ્યું, શંખમાં શ્વેતતાઇ,
અમૃત મધુરતાઈ, ચંદ્રમાં શીતતાઈ;
[1]કુવલય સુરભાઇ, [2]ઇક્ષુમાં જ્યું મીઠાઇ,
[3]કુલજ મનુષ્યકેરી, ત્યું સુભાવે ભલાઇ. ૨૫

જિણ ઘર વર વિદ્યા, જો હુવે તો ન ઋદ્ધિ,
જિણ ઘર દુય[4] લાભે, તો ન સૌજન્ય વૃદ્ધિ;
સુકુળ જનમયોગે, તે ત્રણે જો લહીજે,
અભયકુમર જ્યું તો, જન્મસાફલ્ય કીજે. ૨૬

---

૧ કમળમાં સુગંધી. ૨ શેરડીમાં મીઠાશ. ૩ કુળમાં ઉત્પન્ન થયેલ. ૪ બન્ને વાના ( વિદ્યા અને લક્ષ્મી ).

જેમ સ્વાભાવિક રીતે શંખમાં શ્વેતતા–ઉજ્જવળતા હોય છે, અમૃતમાં મિષ્ટતા–મધુરતા હોય છે, ચંદ્રમાં શીતળતા હોય છે, કમળમાં ખુશબો–સુગંધ હોય છે અને શેલડીમાં મીઠાશ હોય છે, તેમ સુકુળમાં ઉત્પન્ન થયેલા કુલીન મનુષ્યોમાં સહજ સ્વભાવે જ ભલાઈ–હિતસ્વિતા યા ચિત્તની ઉદારતા હોય છે. કદાચ કોઇને શ્રેષ્ઠ વિદ્યા પ્રાપ્ત થઇ હોય છે તો તેને દ્રવ્યસંપત્તિ ( લક્ષ્મી ) હોતી નથી, અને કદાચ દૈવયોગે તે બન્ને મળ્યા હોય છે તો સજ્જનતાની ખામી હોય છે એટલે વિનયવિવેકાદિક ગુણ હોતા નથી; પરંતુ ઉત્તમ કુળયોગે જો એ ત્રણે વાનાં પ્રાપ્ત થઇ શકે તો **અભયકુમારની** પેઠે માનવ ભવની સાફલ્યતા થઈ શકે છે. મતલબ કે સદ્‌વિદ્યા, સંપત્તિ અને સજ્જનતા એ સહુ સારાં વાનાં ઉત્તમ કુળયોગે પ્રાય: સહેજે લાભી શકે છે. તેમાં પણ સજ્જનતા–ભલાઇ વગરની વિદ્યા અને લક્ષ્મી લગભગ નકામી છે, સ્વપરહિતરૂપ થતી નથી, પણ ઊલટી અનર્થકારી નીવડે છે. તે ભલાઈ યા સજ્જનતા મુખ્ય-પણે ઉત્તમ કુળમાં જ લાભે છે, કેમકે ઉત્તમ કુળનું એ ખાસ લક્ષણ લેખાય છે. સજ્જનતા એ જ ખરેખર સુકુળનું ભૂષણ ગણાય છે. અને સજ્જનતા યોગે જ ખરી કુલીનતા લેખી શકાય છે. સજ્જનતા યોગે જ વિનય–વિવેકાદિક ગુણો આવે છે અને તેના વડે જ પ્રાપ્ત થયેલી વિદ્યા અને લક્ષ્મીની સાર્થકતા થઈ શકે છે, માટે જ સજ્જનતાવાળું સુકુળ વધારે પ્રશંસનીય છે અને એના પ્રભાવથી અનેક પ્રકારનાં સ્વપર-હિતનાં કાર્યો કરી શકાય છે.



# ૧૩. વિનય

### વિનય ગુણનું સેવન કરવા વિષે હિતોપદેશ

નિશિ વિણ શશિ સોહે, જયું ન સોળે કળાઈ,
વિનય વિણ ન સોહે, ત્યું ન વિદ્યા વડાઈ;
વિનય વહી સદાઈ, જેહ વિદ્યા સહાઈ,
વિનય વિણ ન કાંઈ, લોકમાં ઉચ્ચતાઇ. ૨૭

વિનય ગુણ વહીજે, જેહથી [૧]શ્રી વરીજે,
સુર નરપતિ [૨]લીલા, જેહ [૩]હેલા લહીજે;
[૪]પરતણેય શરીરે, પેસવા જે સુવિદ્યા,
વિનય ગુણથી લાધી, વિક્રમે તેહ વિદ્યા. ૨૮

જેમ ચન્દ્ર સોળે કળાએ સંપૂર્ણ હોય તેમ છતાં પણ તે રાત્રિ વગર શોભે નહિ–શોભા પામે નહિ, તેમ ગમે તેવી અને ગમે તેટલી વિદ્યા આવડતી હોય પણ નમ્રતા ગુણ વગર તે શોભે નહિ. વિનય ગુણવડે મેળવેલી વિદ્યા સફળ અને સહાયરૂપ થાય છે અને વિનય વગર લોકમાં લાજ–પ્રતિષ્ઠા કે આબરૂ વધતી નથી. વિનય ગુણવડે આ લોક સંબંધી અને પરલોક સંબંધી લક્ષ્મી–લીલા પ્રાપ્ત થઇ શકે છે. વિનય ગુણથી નિઃસ્પૃહી મહાત્મા પુરુષો પણ પ્રસન્ન થઈ વિનીત–શિષ્ય ઉપર તુષ્ટમાન થાય છે. **વિક્રમાદિત્યે** જે **પરકાયપ્રવેશિની–પરશરીરપ્રવેશ** વિદ્યા પ્રાપ્ત કરી અને **નાગાર્જુને** જે **આકાશગામિની** વિદ્યા પ્રાપ્ત કરી તે વિનય ગુણનો જ પ્રભાવ જાણવો. વિનયગુણવડે ગમે તેવો કટ્ટો શત્રુ પણ વશ

---

૧ લક્ષ્મી. ૨ સંપત્તિ. ૩ ઉતાવળા. ૪ પરકાયપ્રવેશ વિદ્યા.

થઇ જાય છે. વિનય એ એક અપૂર્વ વશીકરણ લેખાય છે. તે માટે યોગ્ય જ કહ્યું છે કે—

"મૃદુતા કોમળ કમલસેં, વજ્રસાર અહંકાર;
છેદત હૈ એક પલકમેં, અચરિજ એહ અપાર."

મૃદુતા—નમ્રતા—લઘુતા—વિનયગુણ કમળ જેવો કોમળ છે, અને અહંકાર—અભિમાન વજ્રવત્ કઠણ છે. તેમ છતાં એવા કઠણ અહંકારને પણ એક પલકમાં વિનયગુણ ગાળી નાંખે છે, એ અપાર આશ્ચર્યની વાત છે.

સઘળા ગુણોનું મૂળ વિનય છે, તેથી ધર્મ પણ વિનયમૂળ કહ્યો છે. વિનયયોગે જ વિદ્યા, વિવેક અને સમકિતરત્નની પ્રાપ્તિ થાય છે અને તેના પ્રભાવે જ ચારિત્રની અને છેવટ મોક્ષની પણ પ્રાપ્તિ થાય છે. માતાપિતાદિક વડિલવર્ગનો, વિદ્યાગુરુનો, શુદ્ધ દેવગુરુનો અને શ્રી સંઘ—સ્વધર્મીબંધુ પ્રમુખનો યથાયોગ્ય વિનય—ભકિત બહુમાનાદિકવડે અવશ્ય સાચવવો જોઇએ.

---

## ૧૪. વિવેક

### સદ્‌વિવેક પ્રાપ્ત કરવા હિતોપદેશ

હૃદયઘર વિવેકે, પ્રાણી જો દીપ વાસે;
સકળ ભવતણો તો, મોહ અંધાર નાસે,
પરમ ધરમ વસ્તુ, તત્ત્વ પ્રત્યક્ષ ભાસે;
કરમ ભર પતંગા, સ્વાંગ તેને વિધ્વાસે[1] ૨૯

વિકળ નર કહીજે, જે: વિવેકે વિહીના;
સકળ ગુણ ભર્યા જે, તે વિવેકે વિલીના;

---

૧ કર્મરૂપ પતંગીયા ત્યાં પોતાના શરીરનો વિધ્વંસ—નાશ કરે.

જિન સુમતિ [૧]પુરોધા, [૨]ભૂમિગેહે વસંતે;
યુગતિ જુગતિ કીધી, તે વિવેકે ઊગંતે. ૩૦

જો હૃદયરૂપી ઘરમાં વિવેકરૂપી રત્નદીપક જગાવવામાં આવે તો ભવભ્રમણ કરાવનાર–સંસારઅટવીમાં આમતેમ ભટકાવનાર મોહ અંધકાર ટકી શકે નહિ અને જે કંઇ અલખ તથા અગોચર તત્ત્વ–વસ્તુ નરી આંખે જોઈ શકાતી નથી તે પરમતત્ત્વ પ્રત્યક્ષ જોઈ શકાય, તેમ જ સમસ્ત કર્મસમૂહ સમૂળગો નષ્ટ થઇ જવા પામે. સદ્‌વિવેકકળા વગર ગમે તેવા અને ગમે તેટલા ગુણવાળો જીવ વિકળ કહેવાય છે, અને જેનામાં સદ્‌વિવેકકળા ખીલી રહી છે તે સંપૂર્ણ ગુણવાન્ લેખાય છે. શાસ્ત્રકાર કહે છે કે—

"રવિ દૂજો ત્રીજો નયન, અંતર ભાવી પ્રકાશ;
કરો ધંધ સબ પરિહરી, એક વિવેક અભ્યાસ."

આ પદ્યનો એવો ભાવાર્થ છે કે સદ્‌વિવેક એ એક બીજો અપૂર્વ સૂર્ય અને ત્રીજું લોચન છે, કેમ કે એથી શુદ્ધ પ્રકાશ મેળવી તે વડે અંતર–ઘટમાં જે જે દિવ્ય વસ્તુઓ–સદ્‌ગુણ રત્નો વિદ્યમાન છે તેનું યથાર્થ ભાન થાય છે તેમજ તેની દૃઢ પ્રતીતિ આવે છે. પછી અજ્ઞાન ને મિથ્યાત્વરૂપ અંધકારજનિત ભ્રાન્તિ ટળી જાય છે અને નિર્મળ જ્ઞાન અને શ્રદ્ધારૂપ દિવ્ય નયનયુગલ પ્રગટ થાય છે. એવો અપૂર્વ લાભ સદ્‌-વિવેક જાગવાથી મળે છે, માટે શાસ્ત્રકાર કહે છે કે–હે ભવ્ય જનો! તમે અન્ય દિશામાં તમારા પુરુષાર્થનો જે ગેરઉપયોગ

---

૧ પુરોહિત. ૨ ભોંયરામાં.

કરી હેરાન થાઓ છો ત્યાંથી નિવર્ત્તીને-પાછા ફરીને સદ્દવિવેક જાગે એવા વિહિત માર્ગે પુરુષાર્થ કરો, પરમતત્ત્વ પામેલા શુદ્ધ દેવગુરુનું શરણ ગ્રહો અને તેમાં એકનિષ્ઠ રહો, તેમની જ આજ્ઞા અંગીકાર કરો.

---

## ૧૫. વિદ્યા

વિદ્યા સંપાદન કરવા વિષે હિતોપદેશ.

અગમ મતિ પ્રયુંજે, વિદ્યયે કો ન ગંજે?
રિપુ દળ બળ ભંજે, વિદ્યયે વિશ્વ રંજે;
ધનથી અખય વિદ્યા, શીખ એણે તમાસે;
ગુરુમુખ ભણી વિદ્યા, દીપિકા જેમ ભાસે. ૩૧

સુરનર સુપ્રશંસે, વિદ્યયે વૈરી નાસે,
જગ સુજસ સુવાસે, જેહ વિદ્યા ઉપાસે;
જિણ કરી નૃપ રંજ્યો, ભોજ બાણે મયૂરે,
જિણ કરી કુમરિંદો, રીઝવ્યો હેમસૂરે. ૩૨

જો વિનય ગુણવડે ગુરુનું દિલ પ્રસન્ન કરીને વિદ્યા મેળવી હોય છે તો તે મેળવેલી વિદ્યા સફળ થાય છે, તે વડે મતિ નિર્મળ થાય છે અને તેથી અગમ વાત પણ સુખપૂર્વક સમજી શકાય એવી સુગમ થઇ પડે છે. સૂક્ષ્મ બુદ્ધિના પ્રભાવથી કોઈ પરાભવ કરી શકતું નથી. શત્રુની સેનાનું બળ તેના ઉપર ચાલતું નથી પણ તે ઊલટું નિર્બળ-નકામું થઇ જાય છે. વિદ્યાના બળથી સહુ કોઈ રંજિત થઇ પ્રસન્ન થાય છે. પૈસાનું બળ વિદ્યાબળ પાસે કંઇ બિસાતમાં નથી. વિદ્યાનું બળ અખૂટ છે, તેથી પૈસાનો લોભ તજી, મિથ્યા માયા-મમતા

તજીને અક્ષય વિદ્યા મેળવવા ઉદ્યમ કરો. જો વિદ્વાન ગુરુની પાસેથી વિનય સહિત અખૂટ વિદ્યા મેળવશો તો તે તમને ખરેખર માર્ગદર્શન કરાવશે અને અન્ય અનેક જીવોને પણ આલંબનરૂપ થઈ શકશે. વિદ્યાના બળથી દેવતાઓ તથા મનુષ્યો ખૂબ પ્રશંસા કરે છે. તેનાથી વૈરી લોકો દૂર ભાગે છે અને આખી આલમમાં તેનો યશ-ડંકો વાગે છે, એવો અતુલ પ્રભાવ વિદ્યાપ્રાપ્તિનો છે.

જુઓ! એ વિદ્યાના પ્રભાવથી જ **બાણ** અને **મયૂર** કવિએ **ભોજરાજાને** રંજિત કર્યો હતો અને **શ્રીહેમચંદ્ર-સૂરીશ્વરે કુમારપાળ ભૂપાળને** રીઝવ્યો હતો અને અનેક પરોપકારનાં કામ કર્યા-કરાવ્યા હતાં. તેથી જ શાસ્ત્રકારે વિદ્યાબળને ઘણું જ વખાણ્યું છે. સર્વ વિદ્યામાં આત્મવિદ્યા-અધ્યાત્મવિદ્યા શિરોમણિભૂત છે. એ વિદ્યાની ઉપાસનાથી અંતે દુઃખમાત્રનો અંત કરી, અક્ષય અવ્યાબાધ એવું મોક્ષસુખ મેળવી શકાય છે.

---

## ૧૬. ઉપકાર

### પરોપકાર કરવા હિતોપદેશ

તન ધન તરુણાઇ, આયુ એ ચંચળા છે,<br>
પરહિત કરી લેજે, તાહરો એ સગો છે;<br>
જબ મરણ જરા જ્યાં, લાગશે કંઠ સાહી,<br>
કહેને તિણ સમે તો, કોણ થાશે સાહાઇ? ૩૩

નહિ તરુ ફળ ખાવે, ના નદી નીર પીવે,<br>
જસ ધન પરમાર્થે, સો ભલે જીવ જીવે;

નળ કરણ નરિંદા, વિક્રમા રામ જેવા,
પરહિત કરવા જે, ઉદ્યમી દક્ષ તેવા. ૩૪

હે ભવ્યાત્મા ! આ શરીર, લક્ષ્મી, યૌવન અને આયુષ્ય સઘળાં ક્ષણવિનાશી છે, જોતજોતામાં નાશ પામી જાય તેવાં છે, તેથી તેની ઉપર મોહ–મમતા કરી વિશ્વાસ રાખી બેસી રહેવાનું નથી. આ સમયે સઘળી અનુકૂળ સામગ્રી પામ્યો છું તેને સફળ કરી લેવાની છે, તેને એળે ગુમાવી દેવી જોઈતી નથી. તારાથી બની શકે તેટલું પરહિત–પરોપકાર કરી લેવા વિલંબ કરીશ નહિ. જ્યારે જરા–વૃદ્ધાવસ્થા આવી પહોંચશે અને જાલીમ જમનું તેડું આવશે તે વખતે હે ભોળા ! તારી સહાયે કોણ આવશે ? વળી તે વખતે તું શું કરી શકીશ ? અથવા આગ લાગે ત્યારે કૂવો ખોદવો શા કામનો ? તે માટે શાસ્ત્રકારે ઠીક જ કહ્યું છે કે–" જ્યાંસુધીમાં જરા આવીને પીડે નહિ, વિવિધ વ્યાધિઓ વધીને ઘેરી લે નહિ, અને ઇન્દ્રિયો ક્ષીણશક્તિવાળી થઈ જાય નહિ ત્યાંસુધીમાં ઓ ભદ્રક ! તારું હિત–શ્રેય–કલ્યાણ થાય તેવું–તેટલું કરી લે–ભૂલીશ નહિ. "

જો ! આમ્રાદિ વૃક્ષો પોતાની શીતળ છાયા અને અમૃત જેવાં મીઠાં ફળ બીજાને આપી કેવો–કેટલો લોકોપકાર કરે છે ? પોતાના ફળ પોતે ખાતા નથી. તેમ જ ગંગા જેવી નદીઓ પોતાનાં નિર્મળ નીર અઢળક રીતે બીજાને આપી કેટલી પરોણાગત કરે છે ? પોતાના પાણી પોતે પીતી નથી. જેઓ આ માનવદેહાદિક રુડી સામગ્રી પામીને તન, મન અને ધનથી પરમાર્થ સાધે છે–નિઃસ્વાર્થપણે પરહિત કરે છે, તેઓ જ સ્વજીવન સાર્થક કરે છે.

પૂર્વકાળમાં જે નળ, કર્ણ, વિક્રમ, રામ અને યુધિ-

ષ્ઠિર જેવા સાત્વિક પુરુષો થઈ ગયા છે અને વર્તમાનકાળમાં પણ જે જે પુરુષો સાત્વિકપણે પ્રાપ્તસામગ્રીનો સદુપયોગ કરે છે, તેમનાં પવિત્ર ચરિત્રને લક્ષમાં રાખીને, જો તુચ્છ સ્વાર્થવૃત્તિને તજી નિઃસ્વાર્થપણે તન, મન અને ધનથી પરોપકાર કરવામાં આવે છે તો તેથી સ્વ માનવજીવન સાર્થક કરીને અલૌકિક સુખ–સમૃદ્ધિને સ્વાધીન કરી અંતે અક્ષય અનંત મોક્ષપદ પમાય છે.

---

## ૧૭. ઉદ્યમ

### સદ્ઉદ્યમ–પુરુષાર્થ સેવવા માટે હિતોપદેશ

રયણનિહિ તરીને, ઉદ્યમે લચ્છી આણે,
ગુરુ ભગતે ભણીને, ઉદ્યમે શાસ્ત્ર જાણે;
દુઃખસમય સહાઈ, ઉદ્યમે છે ભલાઈ,
અતિ આળસ તજીને, ઉદ્યમે લાગ ભાઈ! ૩૫

નૃપશિર નિપતંતી, વીજ ઝાત્કારકારી,
ઉદ્યમ કરી સુબુદ્ધિ, મંત્રીએ તે નિવારી;
તિમ નિજસુતકેરી, આવતી દુર્દશાને,
ઉદ્યમ કરી નિવારી, જ્ઞાનગર્ભ પ્રધાને. ૩૬

ઉદ્યમવંત લોકો હિંમત ધરી, યોગ્ય સાધન મેળવી દરીઓ ખેડીને પુષ્કળ લક્ષ્મી કમાઈ લાવે છે. તેમ જ ઉદ્યમવંત શિષ્યો વિનય ગુણવડે ગુરુને ભક્તિવડે પ્રસન્ન કરીને અખૂટ શાસ્ત્ર (જ્ઞાન)–ધન પ્રાપ્ત કરી શકે છે. આપત્તિ સમયે ઉદ્યમ એ એક સારો સહાયકારી મિત્ર થાય છે અને ઉદ્યમવડે આવી પડેલી આપત્તિને ઉલ્લંઘી બીજાનું પણ ભલું કરી શકાય છે, એમ સમજી આપદા આપનારું આળસ દૂર કરી નાંખીને એક સુખદાયક

એવા ઉદ્યમનો જ આશ્રય લેવો જોઇએ. એ ઉદ્યમવડે જ આપણે ઉદય પામી શકશું. જેમ સુબુદ્ધિ મંત્રીએ બુદ્ધિબળથી વિચારપૂર્વક ઉદ્યમ કરીને પોતાના સ્વામી–રાજા ઉપર આવતી વીજળીની આપદા દૂર કરી હતી અને જ્ઞાનગર્ભ પ્રધાને પોતાના પુત્રની ઉપર આવતી દુર્દશાને યોગ્ય ઉદ્યમવડે નિવારી હતી. એથી સદ્ઉદ્યમની પ્રધાનતા સિદ્ધ થાય છે. વળી કહ્યું છે કે "उद्यमेन हि सिध्यन्ति, **कार्याणि न मनोरथैः**" ઉદ્યમ કરવાવડે જ ખરેખર કાર્ય સિદ્ધ થાય છે, કેવળ મનોરથ કરવા માત્રથી તે સિદ્ધ થતા નથી. કેટલાક આળસુ લોકો બોલે છે કે "ભાઇ ! નસીબમાં હશે તો જ અથવા ભાવીભાવ ( ભવિતવ્યતા બળવાન્ ) હશે તો જ કાર્ય બનશે." તેનું સમાધાન એ છે કે ઉદ્યમ કર્યા છતાં ધારેલું ઇષ્ટ કાર્ય થઇ ન શકે તો પછી જ ભવિતવ્યતાને કે નસીબને દોષ દેવો યોગ્ય છે.

શાસ્ત્રકાર કહે છે કે–" યોગ્ય–પરિપકવ કાળ, સ્વભાવ, નિયતિ, ભવિતવ્યતા, પૂર્વકૃત કર્મ અને ઉદ્યમ એ સઘળાં કારણો મળતાં કાર્યની સિદ્ધિ થાય છે." તો પણ તેમાં ઉદ્યમ કરવો આપણે આધીન છે અને બીજાં કારણો જ્ઞાનીગમ્ય છે. ઉદ્યમ કરવાથી બીજાં બધા ય કારણો મળ્યાં છે કે કેમ તેની ખાત્રી થઇ શકે છે, તેથી જ આપણ છદ્મસ્થને વિશેષે ઉદ્યમ આદરવો યોગ્ય છે. વળી કહ્યું છે કે " Try, try and try " એટલે ઉદ્યમ કરો, ઉદ્યમ કરો, ઉદ્યમ કરો. અને "As you will sow so you will reap" એટલે તમે જેવું વાવશો એવું જ લણશો.

卐

# ૧૮. દાન ધર્મ

## દાન ધર્મનો પ્રભાવ

થિર નહીં ધન રાખ્યો, તેમ નાંખ્યો ન જાએ,
ઇણિ પરે ધન જોતાં, એક ગત્યા જણાએ;
ઇહ સુગુણ સુપાત્રે, જેહ દે ભક્તિભાવે,
નિધિ જિમ ધન આગે, સાથ તેહી જ આવે. ૩૭

નળ બળિ હરિચંદા, ભોજ જે જે ગવાયે,
પ્રહસમય સદા તે, દાનકેરે પસાયે;
ઇમ હૃદય વિમાસી, સર્વથા દાન દીજે,
ધન સફળ કરી જે, જન્મનો લાહ[1] લીજે. ૩૮

લક્ષ્મીનો એવો ચપળ સ્વભાવ છે કે તે એક જ સ્થળે લાંબો વખત ટકી રહે નહિ, તેમ છતાં લક્ષ્મી ઉપરનો મોહ પણ એટલો બધો ભારે જીવને લાગેલો હોય છે કે તેને હાથે કરી છોડાય પણ નહિ, એટલે કે જ્યાંસુધી લક્ષ્મી દેવી સુપ્રસન્ન હોય ત્યાંસુધી સમજીને તેનો મોહ તજી તેને સત્પાત્રે ખર્ચી પણ શકે નહિ. એ વાત પણ એટલી જ સ્પષ્ટ છે. જો કે કૃપણતા દોષથી લક્ષ્મીનો સદુપયોગ કરી શકાતો નથી પણ તેનો સંબંધ તો સરજાયો હોય એટલો જ વખત રહે છે, પછી તો તેનો વિયોગ થાય જ છે. ચ્હાય તો કૃપણદાસ પરલોક સધાવે ત્યારે કે તેના પુન્યનો ક્ષય થાય ત્યારે લક્ષ્મીનો સંબંધ તૂટે છે જ, આમ સમજીને જે સુજ્ઞ જનો ઉદાર દિલથી મળેલી લક્ષ્મીને સુપાત્રે આપી તેનો લ્હાવો લે

૧ લાહો–લાભ.

છે તેમને તેથી અનેકગુણી લક્ષ્મી અન્ય ભવમાં સહેજે આવી મળે છે. તેમને કશી વાતનો તોટો રહેતો નથી જ.

**નળરાજા, બલિરાજા, હરિશ્ચન્દ્ર અને ભોજરાજા** પ્રમુખ જે જે પુન્યશ્લોક–પ્રશંસનીય પુરુષોનું પ્રભાતમાં નામ લેવામાં આવે છે તે દાનધર્મના જ પ્રભાવે, એમ સમજી, વિવેક આણી, ઉદાર દિલથી અનેક પ્રકારે દાન દઈ, નિજ દ્રવ્યસંપત્તિને સાર્થક કરી આ દુર્લભ માનવભવનો લાહો લેવો જોઇએ. જે તેમ કરવામાં પ્રમાદ કરે છે તેમને પાછળથી પસ્તાવું પડે છે.

જ્ઞાની પુરુષોએ અનેક પ્રકારનાં દાનમાં અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન ઉચિતદાન અને કીર્તિદાન એ પાંચ મુખ્ય દાન કહ્યા છે. જેમાંના પ્રથમના બે મોક્ષદાયક છે અને પાછળના ત્રણ દાન, ભોગ–ફળને આપે છે. નિઃસ્વાર્થપણે યોગ્ય પાત્રને યથાવસરે દાન દેવાથી અમિત–અપાર લાભ મળે છે. દાન દેતાં સંકોચ, અનાદર, અનુત્સાહ, ખેદ, અવિશ્વાસ પ્રમુખ દોષો અવશ્ય વર્જવા યોગ્ય છે અને ઉદારતા, આદર, ઉત્સાહ, અનુમોદન, પ્રમોદ, હર્ષ અને ફળશ્રદ્ધા પ્રમુખ ભૂષણો સેવવા યોગ્ય છે.

કુપાત્રને પોષવાથી લાભને બદલે હાનિ થાય છે અને સુપાત્રને પોષવાથી ભારે લાભ મળે છે. તે ગાય અને સર્પના દૃષ્ટાન્તે સમજી શકાય એમ છે. ગાયને કેવળ ઘાસચારો નીરવામાં આવે છે તો પણ તેના બદલામાં તે અમૃત જેવું દૂધ આપે છે અને સર્પને દૂધ પાવામાં આવે છે છતાં તે દૂધ પાનારના પણ જીવિતનો અંત કરનાર વિષ પેદા કરે છે. કાચી માટીના પાત્ર જેવા નજીવા–હલકા પાત્રમાં દાન દેવાથી દીધેલી વસ્તુ અને પાત્ર બંને વિણસે છે, તથા દાતાને પાછળથી

પશ્ચાત્તાપ જ કરવાનો વખત આવે છે, એમ સમજી દાતાએ પાત્રાપાત્રનો વિવેક કરવો યોગ્ય છે: જ્ઞાનદાન, સમ્યક્ત્વદાન અને ચારિત્રદાન સર્વોત્તમ દાન છે; પરંતુ જો તે પરીક્ષાપૂર્વક યોગ્ય પાત્રને જ દેવામાં આવે છે તો અનંત લાભરૂપ ફળને આપે છે; અન્યથા તો તે અસ્થાને અપાયાથી શસ્ત્રરૂપ થવા પામે છે. જેથી જીવને વસ્તુસ્વરૂપનું યથાર્થ ભાન થાય, તેની દૃઢ પ્રતીતિ થાય અને પરિણામે આચારવિચારની શુદ્ધિ થવાથી ચારિત્ર નિર્મળ થાય, જેથી જીવ સકળ કર્મબંધનથી, જન્મ, જરા ને મરણના ફેરામાંથી મુક્ત થઈ શાશ્વત સુખનો ભાગી થઇ શકે તે જ જ્ઞાનદાન, શ્રદ્ધાદાન અને ચારિત્રદાનથી શ્રેષ્ઠ દાન બીજું કયું હોઈ શકે ? એવા ઉત્તમ દાનના દાતા શ્રી તીર્થંકરો, ગણધરો, આચાર્યવરો, ઉપાધ્યાયો અને સંત સુસાધુજનો ખરેખર ધન્ય-કૃતપુન્ય છે ! એવા ઉત્તમ પાત્રોને નિર્દોષ અન્ન-પાનાદિકવડે પોષનાર સુશ્રાવક જનોને પણ ધન્યવાદ ઘટે છે. કેવળ મોક્ષને માટે જ દાન દેનાર અને મોક્ષને માટે જ લેનાર એ બન્નેની સદ્‌ગતિ જ થાય છે. એ ઉપરાન્ત દીન, દુ:ખી, અનાથ જનોને યોગ્ય આશ્રય આપનાર ગૃહસ્થજનો પણ ભવાન્તરમાં સુખી થાય છે. અરે ! સીદાતા સ્વજનોને યોગ્ય સહાય આપીને ઉદ્ધારનાર અને ઇષ્ટ દેવ ગુરુ પ્રમુખ પૂજ્યજનોની સ્તુતિ ને ભક્તિ કરનારાને સંતોષનાર પણ સુખી થાય છે અને યશ પામે છે.



# ૧૯. શીલ ધર્મ

## શીલ ધર્મનો પ્રભાવ

અશુભ કરમ ગાળે, શીલ શોભા દીખાળે,
ગુણગણ અજુવાળે, આપદા સર્વ ટાળે;
તસ નર બહુ જીવી, રૂપ લાવણ્ય દેઇ,
પરભવ શિવ હોઈ, શીલ પાળે જિ કોઇ. ૩૯

ઇણ જગ જિનદાસ-શ્રેષ્ઠી શીળે સુહાયો,
તિમ નિરમળ શીલે, શીલ [1]ગંગેવ ગાયો:
કળિકરણ નરિંદા, એ સમા છે જિ કેઈ,
પરભવ શિવ પામે, શીલ પાળે તિ કેઈ. ૪૦

જે સુજ્ઞજનો શુદ્ધ આચારવિચારનું સેવન કરી સ્વપરહિત સાધે છે, સ્વસ્ત્રીમાં સંતોષવૃત્તિ ધારી પરસ્ત્રીને માતા તુલ્ય અને સ્વપતિમાં સંતોષ ધારી પરપુરુષને પિતા તુલ્ય લેખે છે, તેમ જ પરદ્રવ્યને પથ્થર તુલ્ય અને સર્વ કોઇ પ્રાણીવર્ગને સ્વાત્મતુલ્ય લેખે છે તે ઉત્તમ ભાઇબહેનો નિર્મળ શીલ શોભાને ધારે છે, સંતોષવૃત્તિવડે દુષ્ટ વિષયવાસનાને મારી આત્માના સ્વાભાવિક ગુણોને પ્રગટાવે છે અને પ્રારબ્ધયોગે આવી પડેલી સકળ આપદાને નિવારી શકે છે. વળી તેઓ નિજ વીર્ય સંરક્ષણવડે દીર્ઘાયુષી બને છે, રૂપ લાવણ્યાદિક શુભ શારીરિક સંપત્તિને પામે છે અને અંતે સકળ કર્મઉપાધિને ટાળી અજરામર પદવીને પણ પામે છે.

આ જગતમાં નિર્મળ શીલધર્મના પ્રભાવે **જિનદાસ શ્રેષ્ઠી, સુદર્શન શ્રેષ્ઠી** અને **ગાંગેય** (ભીષ્મપિતામહ) પ્રમુખ નિર્મળ યશોવાદને પામ્યા છે; તેમજ **વિજય શેઠ** અને **વિજયા શેઠાણી, જંબૂકુમાર, સ્થૂલભદ્રજી, વજ્રસ્વામીજી,**

---

૧ ગાંગેય–ભીષ્મપિતામહ.

અને **બ્રાહ્મી, સુંદરી** પ્રમુખ કઇક સતાઓ ( સત્પુરુષો ) અને સતીઓ ( સતી સ્ત્રીઓ ) શીલની ખરી કસોટીમાંથી પસાર થયેલ છે. તેમની પેઠે જે નિર્મળ શીલ પાળે છે તે સકળ આપદાને વમી અંતે અક્ષયસુખ પામે છે.

સંપૂર્ણ શીલાંગ રથના ધોરી તો પંચ મહાવ્રતધારી સંત–સુસાધુજનો ગણાય છે. આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ-રૂપ ચાર સંજ્ઞાને જીતી લઇ, રસના–જીભ આદિક પાંચ ઇન્દ્રિ-યોને બરાબર નિયમમાં રાખી, ક્ષમા, મૃદુતા ( નમ્રતા ), ઋજુતા ( સરલતા ), સંતોષવૃત્તિ, ઈચ્છાનિરોધ ( તપ ), સંયમ, સત્ય, શૌચ ( મનઃશુદ્ધિ ), નિઃસંગતા ( નિઃસ્પૃહતા ) અને બ્રહ્મચર્ય-રૂપ દશવિધ યતિધર્મની શિક્ષાને યથાર્થ ધારણ કરી જે મહા-શયો ત્રસ સ્થાવરાદિ દશ જીવભેદો પૈકી કોઇ પણ પ્રકારનાં જીવોની હિંસા મન, વચન, કાયાવડે કરતા, કરાવતા કે અનુ-મોદતા નથી, તેઓ જ ખરેખર સંપૂર્ણપણે અઢાર હજાર શીલાંગ રથના ધોરી લેખાવા યોગ્ય છે.

## ૧૮૦૦૦ અઢાર હજાર શીલાંગ રથની સમજ.

| | |
|---|---|
| ૫ | પાંચ મહાવ્રતને. |
| ૪ | ચાર સંજ્ઞા તજવાવડે. |
| ૨૦ | |
| ×૧૦ | દશવિધ યતિધર્મે. |
| ૨૦૦ | |
| ×૧૦ | ત્રસ સ્થાવરાદિ દશકની દયા. |
| ૨૦૦૦ | |
| ×૩ | મન વચન કાયા ત્રિકરણે. |
| ૬૦૦૦ | |
| ×૩ | કરવું, કરાવવું અનુમોદનં નહિ કરવા વડે. |
| ૧૮૦૦૦ | શીલાંગરથના ધોરીની સંખ્યા. |

તેમ બની ન શકે તો ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જે શુભાશયો સ્વપતિ–સ્વપત્નીમાં સંતોષ રાખી, પૂર્વોક્ત આચારને યથાશક્તિ આદરે છે અને શીલધર્મને પોતાના પ્રાણ કરતાં પ્રિય લેખી ગમે તેવા વિકટ સંયોગો વચ્ચે પણ પાળે છે તે ભવ્યાત્માઓ અનુક્રમે આત્મોન્નતિ સાધી જન્મમરણનાં દુઃખથી મુક્ત થઇ શકે છે.

---

## ૨૦. તપ ધર્મ

### તપશ્ચર્યાનો પ્રભાવ.

[૧]તરણી કિરણથી જ્યું, સર્વ અંધાર જાએ,
તપ કરી તપથી ત્યું, દુઃખ તે દૂર થાયે;
વળી મલિન થયું જે, કર્મ ચંડાળ તીરે,
કિમ તનુ ન પખાળે, તે તપ સ્વર્ણ નીરે. ૪૧

તપ વિણ નવિ થાયે, નાશ દુઃકર્મ કેરો,
તપ વિણ ન ટળે જે, જન્મ સંસારફેરો;
તપબળે લહી લબ્ધિ, ગૌતમે નંદિષેણે,
તપબળે વપુ કીધું, [૨]વિષ્ણુ વૈક્રિય જેણે. ૪૨

જેમ સૂર્યનાં કિરણ પ્રકાશતાં સર્વ અંધકાર દૂર થાય છે તેમ તપના પ્રભાવવડે સર્વ દુઃખ દૂર થાય છે. વળી કર્મરૂપી ચંડાળના યોગે જે સંયમ શરીર મલિન (દોષિત) થયું હોય તેને તપરૂપી શુદ્ધ ગંગાજળથી શા માટે ન પખાળવું ? તપરૂપી નિર્મળ નીરવડે સંયમ–શરીર શુદ્ધ–નિર્મળ થઇ શકે છે.

---

૧ સૂર્ય. ૨ વિષ્ણુકુમાર મુનિ.

સમતા સહિત તપ કર્યા વગર પૂર્વે કરેલાં દુષ્ટ કર્મોનો નાશ થતો નથી, અને દુષ્કર તપ તપ્યા વગર વારંવાર જન્મ-મરણ કરવારૂપ ભવનો ફેરો ટળતો નથી. જિનેશ્વર દેવોએ આચરેલા અને ઉપદેશેલા તપના પ્રભાવવડે જ **શ્રી ગૌતમ-સ્વામી** અક્ષયમહાનસી પ્રમુખ અનેક ઉત્તમ લબ્ધિઓ પામ્યા હતા. **નંદિષેણ** મુનિજી એ જ તપના પ્રભાવવડે એવી લબ્ધિ પામ્યા હતા કે જેનાવડે પોતે અનેક જીવોને પ્રતિબોધી સન્માર્ગગામી કરી શકયા હતા. તેમ **વિષ્ણુકુમાર** મુનિ પણ એ જ તપના પ્રભાવવડે વૈક્રિય લબ્ધિ પામી, એક લક્ષ યોજન પ્રમાણ શરીર વિકુર્વી, દુષ્ટ નમુચિ પ્રધાનને દાબી દેવા શક્તિ-માન થયા હતા.

તેથી શાસ્ત્રકાર યોગ્ય જ કહે છે કે-તપના પ્રભાવવડે સર્વ કંઈ કામના સુખે સિદ્ધ થાય છે. જે કંઈ દૂર, દુરારાધ્ય અને દેવતાને પણ દુર્લભ હોય છે તે સઘળું તપના પ્રભાવે સમીપગત, સુસાધ્ય અને પામવું સુલભ થાય છે. દુષ્કર તપનું તેજ કોઈનાથી સહી શકાતું નથી; જીતી કે પરાભવી શકાતું નથી.

જે તપ નિરાશંસભાવે-નિષ્કામવૃત્તિથી-નિઃસ્પૃહતાથી શાસ્ત્ર-દૃષ્ટિપૂર્વક કરવામાં આવે છે તે તપ સકળ કર્મમળને બાળી નાંખી આત્મ-સુવર્ણને શુદ્ધ નિર્મળ કરી શકે છે. સમતા સહિત કરેલો તપ નિકાચિત કર્મને પણ બાળી નાંખે છે.

ઉપવાસ, છટ્ઠ, અટ્ઠમ, અટ્ઠાઈ આદિ બાહ્ય તપ કરવાનો હેતુ, નિજ દોષનું શોધન કરી વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને મમતા ત્યાગ કરવારૂપ અભ્યંતર તપનો લાભ મેળવવાનો છે. કારણવડે જ કાર્ય નીપજે છે. ઈન્દ્રિયાદિકનું

દમન કરવાવડે જ બાહ્ય તપનો અને બાહ્ય તપવડે જ અભ્યંતર તપનો લાભ મળી શકે છે. તે વડે જ કર્મની નિર્જરા–કર્મક્ષય થાય છે અને તે વડે જ જન્મમરણ રહિત મોક્ષપદ પ્રાપ્ત થાય છે, એમ સમજી સુજ્ઞ ભાઇબહેનોએ ઉક્ત પ્રભાવશાળી તપ સેવવા અધિક આદર કરવો ઉચિત–યુક્ત છે.

---

## ૨૧. ભાવ ધર્મ

### ભાવ ધર્મનો પ્રભાવ.

મન વિણ મળવો જ્યું, ચાવવો દંતહીણો,
ગુરુ વિણ ભણવો જ્યું, જીમવો જ્યું [૧]અલૂણો;
જસ વિણ બહુ જીવી, જીવ તે જ્યું ન સોહે,
તિમ ધરમ ન સોહે, ભાવના જો ન હોહે. ૪૩

ભરત નૃપ ઇલાચી, જીરણ શ્રેષ્ઠી ભાવે,
વળી વલકલચીરી, કેવળજ્ઞાન પાવે;
હળધર[૨] હરિણો જે, પાંચમે સ્વર્ગ જાયે,
ઇહ જ ગુણ પસાયે, તાસ નિસ્તાર થાયે. ૪૪

જેમ મન વગરનું મળવું, દાંત વગરનું ચાવવું, ગુરુગમ વગરનું ભણવું, અલૂણું ધાન જમવું અને જશ વગર ઘણું જીવવું એ શોભતું નથી તેમ હૃદયના ભાવ વગર ધર્મ પણ શોભતો નથી. હૃદયની સાચી ભાવનાથી જ **ભરતમહારાજા** આરીસાભુવનમાં નિજ સ્વરૂપ અવલોકન કરતાં કરતાં નિર્મળ કેવળજ્ઞાન પામ્યા હતા.

---

૧ લૂણ વિનાનું. ૨ બળભદ્ર–બળદેવ.

**ઈલાચીકુમાર** વંશાગ્રે ચઢી રાજાને રીઝવવા નાટક કરતાં કરતાં સમીપસ્થ ઘરમાં ગોચરી વહોરવા પધારેલા અપૂર્વ શીલવાન મુનિના અપૂર્વ દર્શનવડે જ સ્વદોષ દેખી-સમજી અપૂર્વ વીર્યોલ્લાસથી ત્યાં જ રહ્યા સતા કેવળજ્ઞાન પામ્યા.

**જીરણશેઠ મહાવીર પ્રભુને** ચાર માસ પર્યંત પ્રાસુક આહારપાણીનો લાભ દેવા માટે પ્રતિદિન વિનંતિ કરતા અને પારણાને દિવસે શ્રી વીરપ્રભુ જરૂર લાભ આપશે એમ સમજી પ્રભુની રાહ જોતા હતા. તેવામાં પ્રભુએ અન્યત્ર પારણું કર્યું, અને જીરણ શેઠ ભાવનારૂઢ થઇ બારમા દેવલોકના અધિકારી થયા. જો કે પતિતપાવન એવા પ્રભુએ તો પૂરણ શેઠના ઘરે પારણું કીધું પણ જીરણશેઠને જ ભાવનાવડે ખરો લાભ થયો.

**વલ્કલચીરી** નામનો બાળતપસ્વી જેનું ચરિત્ર કંઇક વિસ્તારથી **પરિશિષ્ટ પર્વ**માં કહેલું છે તે ઘણે કાળે વિરહી તપસ્વી પિતા પાસે જ્યારે આવ્યા ત્યારે સ્વપાત્રાદિકને અવલોકતાં વિશુદ્ધ ભાવનાયોગે કેવળજ્ઞાન પામ્યા હતા.

તેમ જ વળી ગિરિનિવાસી **શ્રી બલભદ્ર** મુનિવરની પાસે સેવકરૂપ બનેલો મૃગલો તે તપસ્વી મુનિની પરિચર્યા કરતો હતો. એક વખતે પારણાના દિવસે ગુરુમહારાજ માટે નિર્દોષ આહારપાણીની ચિંતા કરતો કરતો ફરતો હતો. તેવામાં એક રથકાર જંગલમાં લાકડાં લેવા આવેલ તે એક વૃક્ષની શાખા અર્ધી કાપી ભોજનવેળા થઈ જવાથી ભોજન નિમિત્તે નીચે ઉતર્યો, તૈયાર થયેલ રસોઇ જમવા માટે બેસતાં પહેલાં કોઇ અતિથિની રાહ જોતો હતો. તેને જોઈ ગુરુમહારાજ પાસે આવી મૃગ ઇસારો કરવા લાગ્યો. એટલે મૃગલાએ બતાવેલા માર્ગે ગુરુ

મહારાજ જ્યાં રથકાર રાહ જોઈ રહ્યો હતો ત્યાં પધાર્યા. ગુરુ તપસ્વીને જોઇ રથકાર બહુ રાજી થયો અને તે આહાર વહોરાવવા જાય છે અને હરણીયો તેનું અનુમોદન કરે છે એવામાં એકાએક અર્ધી કાપેલી ડાળ તૂટી પડતાં શુદ્ધ ભાવનાથી ત્રણે જણા કાળ કરીને પાંચમા દેવલોકે દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં મનુષ્ય થઈ મોક્ષે જશે.

---

## ૨૨. ક્રોધ ત્યાગ

ક્રોધ કષાયનો ત્યાગ કરવા હિતોપદેશ.

તૃણ દહન[1] દહંતો, વસ્તુ જ્યું સર્વ બાળે,
ગુણરયણ ભરી ત્યું, ક્રોધ કાયા પ્રજાળે;
પ્રશમ જળદ[2] ધારા, વહ્નિ તે ક્રોધ વારો,
તપ જપ વ્રત સેવા, પ્રીતિવલ્લી વધારો. ૪૫

ધરણિ[3] ફરસુરામે, ક્રોધે નિઃક્ષત્રી કીધી,
ધરણિ સુભૂમરાયે, ક્રોધે નિઃબ્રહ્મી કીધી;
નરક ગતિ સહાઇ, ક્રોધ એ દુઃખદાઈ,
વરજ વરજ ભાઇ! પ્રીતિ દેજે વહાઇ. ૪૬

જેમ તૃણાગ્નિ ઊઠ્યો સતો સર્વ વસ્તુને બાળી નાંખે છે, તેમ ક્રોધાગ્નિ પ્રગટ્યો સતો અનેક ગુણરત્નથી ભરેલી કાયાને બાળી ખાખ કરી નાંખે છે. જો તેને શાન્ત કરવા ચાહતા જ હો તો તેના ઉપર સમતારસની ધારા ધોધબંધ વરસાવો, જેથી કષાયરૂપી અગ્નિ ઠરી જશે અને તપ-જપ-વ્રત આદરવાવડે પ્રીતિરૂપી વેલ વિસ્તરશે.

---

૧ અગ્નિ. ૨ વરસાદ. ૩ પૃથ્વી.

ક્રોધ–કષાયનું પરિણામ જોશો તો તે બહુ જ ખરાબ છે. **પરશુરામે** ક્રોધવડે પૃથ્વીને નક્ષત્રી કરી અને **સુભૂમ ચક્રવર્તી**એ પૃથ્વીને નબ્રાહ્મણી કરી. આવાં અતિ અનર્થ-કારી કાર્ય કરવાથી જીવની નરક ગતિ થાય છે. ક્રોધને એવો દુ:ખદાયી જાણી હે ભાઇ ! તું તેનો ત્યાગ કર અને સહુને સ્વાત્મ સમાન ગણી, મૈત્રીભાવ ધારી તેમના પ્રત્યે પ્રીતિ રાખ.

ક્રોધરૂપ વિષવૃક્ષનાં ફૂલ, ફળ અને છાંયા વિગેરે બધાં વિષમય જ છે. કોઇનું ભૂંડું–અનિષ્ટ ચિન્તવવું એ ક્રોધ–કષાયનાં પુષ્પ સમજવાં અને તક સાધી તેમનું અનિષ્ટ કરવું એ તેનાં કડવાં ફળ સમજવાં. નરકના મહાદુ:ખદાયી દુ:ખ વેઠવાં એ તેનો રસ સમજવો. ક્રોધ યુક્ત વાતાવરણમાં આવવાથી આવનારને ક્રોધનું વિષ વ્યાપી જાય છે માટે જેમ બને તેમ ક્રોધના પ્રત્યેક પ્રસંગથી ન્યારા જ રહેવા પ્રયત્ન કરવો યુક્ત છે.

ક્ષમા–સમતા–સહનશીલતા ગુણવડે તે વિષનું નિવારણ થઇ શકે છે. ઉપશમ જળની ધારાવડે એ ક્રોધ–અગ્નિ સહેજે ઓલવી શકાય છે. ક્રોધી માણસને બોધ લાગતો નથી, અને તે અંધ બની, અકાર્યો આચરી નીચી ગતિમાં જાય છે. ગમે તેટલો તપ, જપ, સંજમ સેવનાર પણ ક્રોધવશ બની તેનું ફળ ક્ષણવારમાં હારી જાય છે. ઉત્તમ પુરુષને–સજ્જનને ક્રોધ થતો નથી અને કોઇ તેવાં જ નિમિત્તયોગે થાય તો તે લાંબો વખત ટકતો નથી; અર્થાત્ સાવધાનપણું રાખવાથી કોઇનું અનિષ્ટ થતું અટકે છે, તેવા સજ્જનો સાવચેતપણું સાચવે છે જ. બાકી દુર્જનો તો ક્રોધવશ બની, ગમે તેવાં કટુક

વચન વદી સજ્જનોને પણ સંતાપે છે. તેમનાથી તો સદંતર દૂર રહેવું દુરસ્ત છે. ફૂરગડુ મુનિની પેઠે ગમે તેવા પ્રસંગે જે સમતા રસમાં જ ઝીલે છે તેનો જ મોક્ષ થાય છે.

---

## ૨૩. માનત્યાગ

માન કષાયનો ત્યાગ કરવા હિતોપદેશ.

વિનય વનતણી જે, મૂળ શાખા વિમોડે,
સુગુણ કનકકેરી, શૃંખલા બંધ તોડે;
ઉનમદ કરી દોડે, માન તે મત્ત હાથી,
નિજ વશ કરી લેજે, અન્યથા દૂર એથી. ૪૭

ત્રિષદ વિષ સમોએ, માન તે સર્પ જાણો,
મનુષ્ય વિકળ હોવે, એણ ડંકે જડાણો;
ઈહિ ન પરિહર્યો જો, માન દુર્યોધને તો,
નિજ કુળ વિણસાડ્યો, માનને જે વહંતો. ૪૮

વિનયરૂપી વડવૃક્ષની મૂળ સુધી નમેલી નમ્રતારૂપી શાખાને માન મરડી નાંખે છે અને સદ્‌ગુણરૂપી સોનાની સાંકળના બંધ પણ તોડી નાંખે છે. તેવા ઉન્માદથી દોડતા માનરૂપી મદોન્મત્ત હાથીને અંકુશવડે દમીને વશ કરી લેવો જોઇએ. સર્વથા વશ ન કરી શકાય તો તેનાથી દૂર તો રહેવું જ, પણ તેને વશ તો ન જ થઇ જવું. માનને વશ થનારના ભૂંડા હાલ થાય છે, લોકમાં અપવાદ થાય છે અને ગતિ પણ માઠી થાય છે.

માનને એક મહાન ઝેરી સર્પ–ઉગ્ર વિષધર–અજગર સમજો, જેના એક ડંખ માત્રથી મનુષ્ય મૂર્છિત થઇ જાય છે. એ દુષ્ટ માનનો ત્યાગ દુર્યોધને કર્યો નહિ અને પોતાના પૂજ્ય

જનોનાં હિતવચનનો અનાદર કરી, પાંડવોનો યોગ્ય સત્કાર કરવાને બદલે તેમનો વિનાશ કરવા યુદ્ધ મચાવ્યું તો તેથી પોતાના જ કુળનો ક્ષય કર્યો.

જ્ઞાની પુરુષો માનને ઊંચા પર્વતની ઉપમા આપે છે. તેને આઠ પ્રકારના મદરૂપી ઊંચા ઊંચા આઠ શિખરો આવી રહેલાં છે, જેથી જીવને સુખકારી પ્રકાશ મળી શકતો નથી. માનરૂપી વિષમ ગિરિરાજને ઉલ્લંઘવો બહુ કઠણ છે, પણ શાસ્ત્રકાર તેનો ઉપાય બતાવે છે.

**"મૃદુતા કોમલ કમળસેં, વજ્રસાર અહંકાર;**
**છેદત હે એક પલકમેં, અચરિજ એહ અપાર."**

**સમતા શતક**

નમ્રતા—નરમાશ કમળ કરતાં પણ કોમળ છે અને અહંકાર વજ્ર કરતાં પણ કઠણ છે, તેમ છતાં નમ્રતા અહંકારને એક પલકમાં ગાળી નાંખે છે એ ભારે આશ્ચર્યકારી છે. તેથી જ કહ્યું છે કે—"**નમે તે પ્રભુને ગમે.**" સદ્‌ગુણી સજ્જનો તો સફળ આંબાની જેમ નમી પડે છે, ફક્ત સૂકા સાગ જેવા અભિમાની લોકો જ નમતા નથી—અક્કડબાજ રહે છે. માનવશ થયેલા **રાવણ** જેવા રાજવીના પણ માઠા હાલ થયા તો પછી બીજા અલ્પ સત્ત્વવંતનું તો કહેવું જ શું ? **બિભીષણે** જો અભિમાની રાવણનો ત્યાગ કરી **ન્યાયમૂર્ત્તિ શ્રી રામચંદ્રનો** આશ્રય લીધો તો સઘળી વાતે સુખી થયો, તેવી રીતે દુષ્ટ સંગ તજી જે સત્સંગ કરશે તે ઉભય લોકમાં સુખસમૃદ્ધિ પામશે.



## ૨૪. માયા–કપટત્યાગ

માયા–કપટનો ત્યાગ કરવા હિતોપદેશ.

નિઠુરપણું નિવારી, હિયડે[1] હેજ[2] ધારી,
પરિહર છળ-માયા, જે અસંતોષકારી;
મધુર મયૂર બોલે, તોહી વિશ્વાસ નાણે,
અહિ ગલણ પ્રમાણે, માયીને લોક જાણે. ૪૯

મ કર મ કર માયા, દંભ દોષદ્રુ[3] છાયા,
નરય તિરિયકેરા, જન્મ જે દેહ માયા;
બળિ નૃપ છળવાને, વિષ્ણુ માયા વહંતા,
લહુયતણું લહ્યું જે, વામના રૂપ લેતા. ૫૦

હે ભાઇ ! નિર્દયપણું તજી, નિજ હૃદયમાં સહુ પ્રત્યે હેત ધારી, અન્યને અસંતોષ ઉપજાવે એવી માયા–કપટ કરવાની ટેવ તું મૂકી દે. મીઠાબોલા માયાવી માણસોનો વિશ્વાસ કોઇ કરતું નથી. જેમ મીઠા બોલા મોરનો વિશ્વાસ સર્પ કરતા નથી, કેમકે તે સર્પને જીવતા ને જીવતા જ ગળી જાય છે, એવી નિર્દયતા મોરમાં રહેલી છે, તેમ માયાવી માણસ ગમે તેવું મીઠું મીઠું બોલે પણ લોકને તેનો વિશ્વાસ આવતો નથી, કેમકે માયાવી માણસનું હૃદય ઘણું કઠોર હોય છે.

દંભ–મિથ્યા આડંબરરૂપી દોષ વૃક્ષની છાયા જેવી માયાને હે ભવ્યાત્મન્ ! તું મ કર, મ કર. જે કોઇ દેહધારી માયા–કપટ કરે છે તે નરક કે તિર્યંચના ભવમાં જઇ અવતરે છે અને પછી પરાધીનપણે ભારે કષ્ટ સહે છે, તે કરતાં પ્રથમથી જ

૧ હૃદયમાં. ૨ હેત. ૩ દંભરૂપ વૃક્ષની છાયા જેવી.

સમજીને સરલતા આદરવી યુક્ત છે. બળીરાજાને છળવાને માટે માયા કરી વામનનું રૂપ ધારણ કરતાં વિષ્ણુ પણ લઘુપણું પામ્યા. સરલપણામાં જે સુખ સમાયું છે તેની ગંધ પણ માયામાં સંભવતી નથી.

જેવું વિચારમાં તેવું જ વાણીમાં અને વાણીમાં તેવું જ આચારમાં આવે તો તે સરલતા લેખાય છે; પરંતુ વિચારમાં જુદું, વાણીમાં જુદું અને ક્રિયામાં જુદું જ વર્તન હોય તો તે કુલટા નારીની જેવી કુટીલતા યા માયા જ કહેવાય. વીણા–તંત્રીના ત્રણ તાર એક સરખા ઓર્ડરમાં હોય છે તો તે મજાનો સ્વર કાઢી સાંભળનારને આનંદ ઉપજાવે છે, પણ જો તેમાંથી એક પણ તાર તૂટેલો કે અવ્યવસ્થિત થયેલો હોય તો તે તંત્રી નકામી થઈ જાય છે, તેમ મન, વચન અને કાયા અથવા વિચાર, વાણી અને વર્તન–આચાર જો એકતાર–એકતાવાળા–પૂર્વાપર વિરોધ વગરના હોય છે, તો આત્મ-સાધનમાં સરલતા યોગે અપૂર્વ આનંદ ઉપજે છે, એ અતિ અગત્યની વાત નિજ લક્ષમાં રાખી સહુ સુખાર્થી જનોએ પૂર્વાપર વિરોધી વિચાર, વાણી અને વર્તન–ક્રિયારૂપ કુટીલતાનો ત્યાગ કરી અવિરુદ્ધ વિચાર, વાણી અને આચારને સેવવારૂપ સરલતાનો આદર કરવા ઉજમાળ થવું ઉચિત છે. આખી આલમને ખાનારી માયાને નિવારવાનો ખરો ઉપાય **સરલતા** જ છે.



## ૨૫. લોભત્યાગ

લોભ કષાયનો ત્યાગ કરવા હિતોપદેશ.

સુણ વયણ સયાણે[1], ચિત્તમાં લોભ નાણે,
સકળ વ્યસનકેરો, માર્ગ એ લોભ જાણે;
ઈક ખિણ પણ એને, સંગ રંગે મ લાગે,
ભવ ભવ દુઃખ[2] દે એ, લોભને દૂર ત્યાગે. ૫૧

કનક ગિરિ[3] કરાયા, લોભથી નંદ રાયે,
નિજ અરથ ન આયા, તે હર્યા દેવતાએ;
સબળ નિધિ લહીજે, [4]સ્વાયત્તે વિશ્વ કીજે,
મન તનહ વરીજે, લોભ તૃષ્ણા ન કીજે. ૫૨

હે શાણા! તને હિતવચન કહું છું તે સાંભળ. સુજ્ઞ સજ્જન હોય તે લોભને સકળ આપદાનો ધોરી માર્ગ જાણી તેને મનમાં પેસવા દેતા નથી. એક ક્ષણ માત્ર એનો સંગ કરવાથી જીવને ભવોભવ દુઃખ સહેવાં પડે છે એમ સમજી તું પણ એનો સંગ ન કર. એના સંગથી કોણ સુખી થયું છે? જો! નંદરાજાએ લોભવશ સોનાના ડુંગર કરાવ્યા પણ તે તેના કંઈ ઉપયોગમાં ન આવ્યા અને દેવતાએ એ સઘળા હરી લીધા. જ્યાંસુધી તનમનથી લોભ-તૃષ્ણા તૂટે-છૂટે નહિ ત્યાંસુધી કહાય તો સકળ નિધાન હસ્તગત થાય અથવા આખું જગત સ્વવશ થાય તો પણ લગાર માત્ર સાચું સુખ મળતું નથી. શાસ્ત્રકારે યોગ્ય જ કહ્યું છે કે "लोभमूलानि दुःखानि" બધા ય દુઃખનું મૂળ લોભ જ છે. લોભવશ પડેલા પ્રાણીઓ સુખ પામી શકતા નથી.

---

૧ સજ્જન. ૨ કષ્ટ. ૩ સોનાની ડુંગરીઓ. ૪ પોતાને કબજે.

"આકર સબ હી દોષ કો, ગુણધન કો બડ ચોર;
વ્યસન વેલીકો કંદ હૈ, લોભ પાસ ચિહું ઓર."

લોભ સર્વ દોષની ખાણ છે, ગુણધન હરી લેનાર ભારે ચોર છે, દુઃખવેલીનું મૂળ છે અને પ્રાણીઓને ફસાવવા ચારે બાજુ રચેલો પાસ (જાળ) છે. જેમ જેમ ઇચ્છિત લાભ મળે છે તેમ તેમ લોભ વધતો જાય છે. પ્રાણીઓની ઇચ્છા આકાશના જેવી અનંતી–અંત વગરની છે. મનોરથ ભટની ખાડ પૂરવા જતાં તે ઊંડી જતી જાય છે, તે કોઇ રીતે પૂરી શકાતી નથી–અધૂરી ને અધૂરી જ રહે છે. વળી શાસ્ત્રકારે લોભને સર્વભક્ષી દાવાગ્નિની ઉપમા આપી છે. સંતોષવૃત્તિથી જ તે શાન્ત થઇ શકે છે.

વળી તેને અગાધ સમુદ્રની ઉપમા આપેલી છે. સંતોષરૂપ અગસ્તિ[1] જ તેને અંજલીરૂપ કરી શકે છે. લોભ મહાભયંકર ઉપાધિરૂપ છે.

લોભરૂપ વાદળાં વર્ષે છે ત્યારે પ્રચૂર પાપરૂપ કાદવ થાય છે, જેથી ત્યાં ધર્મહંસને રહેવું ગમતું નથી અને અજ્ઞાન અંધકાર છવાઇ જવાથી જ્ઞાન–પ્રકાશ પણ રહેતો નથી. લોભ–તૃષ્ણાને શાન્ત કરવા સંતોષ–અમૃત સેવવાની બહુ જરૂર છે. જેમ સારા મજબૂત કાંટાવડે નબળો કાંટો કાઢી શકાય છે, તેમ પ્રશસ્ત ધર્મ–લોભવડે અપ્રશસ્ત ખોટો લોભ દૂર કરી શકાય છે. એ વાત સર્વત્ર લાગુ પડે છે.

---

૧ અગસ્ત્ય નામના ઋષિ થઈ ગયા છે જેણે સમસ્ત સમુદ્રનું પાન કર્યું હતું, એમ લૌકિક શાસ્ત્ર કહે છે.

## ૨૬. દયા–અહિંસા ધર્મ

### દયા ધર્મનું સેવન કરવા સદુપદેશ.

સુકૃત કલ્પવેલી, લચ્છી વિદ્યા સહેલી,
વિરતિ રમણી કેલી, શાન્તિ રાજા મહેલી;
સકળ ગુણ ભરેલી, જે દયા જીવકેરી,
નિજ હૃદય ધરી તે, સાધિયે મુક્તિ શેરી. ૫૩

નિજ શરણ પારેવો, શ્યેનથી જેણ રાખ્યો,
ષટ્દશમ[1] જિને તે, એ દયાધર્મ દાખ્યો;
તિણ હૃદય ધરીને, જો દયાધર્મ કીજે,
ભવજળધિ તરીજે, દુઃખ દૂરે કરીજે. ૫૪

પુન્ય ફળને પેદા કરવા કલ્પવેલી તુલ્ય, લક્ષ્મી અને વિદ્યાની સાહેલી ( બહેનપણી ), ચારિત્રમાં રમણ કરવાના સાધનરૂપ અને શાન્ત રસરાજને રહેવા ઉત્તમ સાધનરૂપ સકળ ગુણભરી જીવદયા જો નિજ દિલમાં ધારીએ તો તેથી આગળ જતાં મોક્ષપદને પામી શકીએ.

જેવી રીતે સોળમા જિનેશ્વર શ્રી **શાન્તિનાથજી**એ સીંચાણાથી પરાભવ પામતા પારેવાને નિજ શરણે રાખી દયાધર્મને દાખવ્યો, તેમ સ્વહૃદયમાં કરુણાભાવ રાખીને જો દયાધર્મનું સેવન કરવામાં આવે તો ભવસમુદ્રને તરી નિશ્ચે સર્વ દુઃખને દૂર કરી શકાય.

જે વિષયકષાયાદિ પ્રમાદવશ થઇ સ્વપરપ્રાણની હાનિરૂપ હિંસા કરે છે તેને અંત વગરના–અનંત જન્મમરણના

---

૧ સોળમા પ્રભુ શ્રી શાન્તિનાથ.

અસહ્ય દુઃખ સહેવાં પડે છે. સ્વાર્થવશ જો પરને પરિતાપ ઉપજાવવામાં આવે તો તેથી અનંતગુણો પરિતાપ પામવાનો પ્રસંગ પોતાને જ આવી પડે છે. આ લોકમાં જ એથી વધ, બંધન, છેદન, ભેદન પ્રમુખ અને પરભવમાં નરકાદિનાં દુઃખ સહેવાં પડે છે; પરંતુ જો કોઇ જ્ઞાની ગુરુની કૃપાથી વિવેક-દૃષ્ટિ ખુલે અને ક્ષમાગુણ પ્રગટે તો દુષ્ટ હિંસાદોષથી બચી અમૃત જેવી અહિંસા યા દયાનો લાભ મેળવી શકાય.

સર્વ પ્રાણીવર્ગને સ્વાત્મતુલ્ય લેખી સુખશાતા ઉપજાવ-વામાં આવે છે તો પરિણામની વિશુદ્ધિથી પોતાને જ આ લોકમાં તેમ જ પરલોકમાં અનેકગુણી સુખશાતા ઉપજે છે. જેવાં બીજ વાવે તેવાં જ ફળ મળે છે, એમ સમજી સુજ્ઞ જનોએ હિંસારૂપ વિષબીજ નહિ વાવતાં અહિંસારૂપ અમૃત બીજ જ વાવવાં જોઇએ. સંક્ષેપમાં " परोपकारः पुण्याय, पापाय परपीडनम् " પરોપકાર પુન્ય ફળને માટે અને પરપીડન પાપ ફળને માટે થાય છે. સત્ય, પ્રમાણિકતા, શીલ અને સંતોષાદિ વ્રત નિયમો આદરી પાળ-વાનો અંતરંગ હેતુ દયાધર્મની રક્ષા અને પુષ્ટિ અર્થે જ છે, એ મુદ્દાની વાત નિજ લક્ષમાં રાખી શાસ્ત્રવચનને અનુસરવા પ્રમાદ રહિત પ્રયત્ન કરવો ઉચિત છે.



## ૨૭. સત્ય વાણી

**સત્ય વાણી વદવાનો પ્રભાવ સમજી પ્રિય અને હિતવચન જ ઉચ્ચારવા હિતોપદેશ,**

ગરલ[1] અમૃત વાણી, સાચથી અગ્નિ પાણી,
સૃજ સમ[2] અહિ રાણી, સાચ વિશ્વાસ ખાણી;
સુપ્રસન્ન સુર કીજે, સાચથી તે તરીજે,
તિણ [3]અલિક તજીજે, સાચ વાણી વદીજે. ૫૫

જગ અપજસ વાધે, કૂડ વાણી વદંતા,
વસુ નૃપતિ કુગત્યે, સાખ કૂડી ભરંતા;
અસત વચન વારી, સાચને ચિત્ત ધારી,
વદ વચન વિચારી, જે સદા સૌખ્યકારી. ૫૬

પ્રિય, પથ્ય અને તથ્ય ( મિષ્ટ–મધુર લાગે અને હિતરૂપ થાય એવું ) યથાર્થ વચન વદવા સદા સર્વદા નિજ લક્ષ રાખનાર આ લોકમાં અને પરલોકમાં બહુ સુખી થાય છે, આ ભવમાં વિશ્વાસપાત્ર બની ભારે પ્રતિષ્ઠા પામે છે અને પરભવમાં સ્વર્ગાદિના સુખ પામે છે. તેથી સત્ય વચન જ વદવા દૃઢ પ્રતિજ્ઞા કરવી ઘટે છે. સત્ય વ્રતના દૃઢ અભ્યાસથી વચનસિદ્ધિ થવા પામે છે. તેના પ્રભાવથી ઝેર અમૃતરૂપે પરિણામ પામે છે, અગ્નિ જળરૂપ થઇ જાય છે, કાળી નાગણ પુષ્પની માળારૂપ થાય છે, લોકમાં ભારે વિશ્વાસ બેસે છે, દેવતાઓ બહુ પ્રસન્ન થાય છે અને અંતે ભવસમુદ્રનો પાર પમાય છે. એમ સમજી અસત્ય વાણીનો ત્યાગ કરી અન્ય જનોને પ્રિય અને હિતરૂપ થાય એવી સત્ય વાણી જ વદવી ઘટે છે.

---

૧ ઝેર અમૃત થાય. ૨ નાગણ પુષ્પમાળા થાય. ૩ અસત્ય–ખોટું.

અસત્ય વાણી વદતાં દુનિયામાં અપજશ વધે છે. કૂડી–ખોટી સાક્ષી ભરતા **વસુરાજાની** પેઠે લોકમાં ભારે અપવાદ અને દુર્ગતિ થાય છે. આ અતિ અગત્યની વાત નિજ લક્ષમાં સદા ય ધારી રાખી કૂડા બોલ, કૂડી સાક્ષી, કૂડાં આળ અને પરતાંત–પરનિંદા કરવાની કૂડી ટેવ સદંતર દૂર કરી, સત્ય પ્રતિજ્ઞા દૃઢપણે ધારી તેનો એવી રીતે નિર્વાહ કરવો કે જેથી આ લોકમાં તેમ જ પરલોકમાં સદા ય આત્માની ઉન્નતિ થવા પામે. સત્ય વ્રતધારી જનોએ શાસ્ત્રને અનુકૂળ બોલવા સદા ય લક્ષ રાખવું જોઇએ. ઉત્સૂત્રભાષણ સમાન કોઇ ભારે પાપ નથી, અને શાસ્ત્રાનુસાર ભાષણ સિવાય કોઇ ભારે પુન્ય યા ધર્મ નથી. એ અપેક્ષાએ સત્ય વ્રત પાળવામાં ઘણી સાવચેતી રાખવાની જરૂર છે.

**શ્રી કાલિકાચાર્ય મહારાજે** પ્રાણાન્ત કષ્ટ વખતે પણ શાસ્ત્રવિરુદ્ધ વચન કહ્યું નહિ તેથી તેમનો સર્વત્ર યશોવાદ થયો અને તેઓ સદ્‌ગતિ પામ્યા, તેમ ગમે તેવા વિષમ સંજોગો વચ્ચે પણ જેઓ મક્કમપણે સત્ય વ્રતનું સેવન–આરાધન કરે છે તે ઉભય લોકમાં સુખસંપદા પામે છે અને અન્ય અનેક ભવ્ય જનોને પણ માર્ગદર્શક બને છે. સત્યના પ્રભાવ ઉપર અજવાળું પાડે એવા અનેક ઉત્તમ દૃષ્ટાન્તો મળી આવે છે, તે નિજ લક્ષમાં રાખી આત્મઉન્નતિ અર્થે સુજ્ઞ જનોએ સત્ય વ્રતનું પાલન કરવું.



## ૨૮. અસ્તેય

ચોરી કરવાની કુટેવથી થતી ખુવારી સમજી નીતિ
આદરવા હિતોપદેશ.

પરધન અપહારે, સ્વાર્થને ચોર હારે,
કુળ અજસ વધારે, બંધ ઘાતાદિ ધારે;
પરધન તિણ હેતે, સર્પ જ્યૂં દૂર વારી,
જગજન હિતકારી, હોય સંતોષ ધારી. ૫૭

નિશિદિન નર પામે, જેહથી દુઃખ કોટી,
તજ તજ ધન ચોરી, કષ્ટની જેહ ઓરી[1];
પરવિભવ હરંતો, રોહિણી ચોર રંગે,
ઇહ અભયકુમારે, તે ગ્રહ્યો બુદ્ધિસંગે. ૫૮

દ્રવ્યના લોભથી કુચ્છંદવશ કુબુદ્ધિ ધરીને ચોર લોકો પારકા ધનને ગમે તે પ્રકારના છળ-કપટ કરીને અપહરી લે છે, તેથી તેમનો સ્વાર્થ ઊલટો બગડે છે. તેઓ પોતાનો વખત ભયાકુળ સ્થિતિમાં જ પસાર કરે છે. ક્યાંય જંપીને બેસી કે શયન કરી શકતા નથી, સુખે ખાઇ-પી શકતા નથી; પણ રાતદિન પકડાવા કે દંડાવાના જ ભયમાં રઝળતાં ફરે છે. તેમના મનને ક્યાંય ચેન પડતું નથી. તેની સાથે તેમના કુટુંબ-કબીલાના પણ ભોગ મળે છે. કુળની કીર્ત્તિનો પણ લોપ થઈ જાય છે અને વધ બંધનાદિક કષ્ટ સહવા પડે છે. ચોરીના અપલક્ષણથી સર્પની જેમ કોઇ તેમનો વિશ્વાસ કરતું નથી. આ ભારે દોષ નિવારવાનો ખરો ઉપાય સંતોષ જ છે.

જેથી જીવને રાતદિવસ અનેક દુઃખનો કડવો અનુભવ કરવો પડે છે, તે કષ્ટની ખાણ જેવો ચોરી કરવાનો દોષ

---

૧. ઓરડી ?

જરૂર તજવા જેવો જ છે. **રોહિણીયો** ચોર પારકા દ્રવ્યને ખૂબ અપહરી લેતો હતો, પણ **શ્રી વીરપ્રભુનાં** વચનથી જ બચવા પામ્યો, અભયકુમારથી પણ ન પકડાણો અને પછી તેણે વીરપ્રભુનું જ શરણ સ્વીકાર્યું.

પરાઇ નજીવી વસ્તુ ઉચકવાની કે છીનવી લેવાની ટેવ આગળ ઉપર ભારે ભયંકર રૂપ ધારી બેસે છે અને તે આગળ જતા જીવલેણ વ્યાધિની પેઠે તેના પ્રાણ પણ હરી લે છે. જો શરૂઆતથી જ બાળકો ઉપર નીતિના અને ધર્મના શુભ સંસ્કારો પાડવામાં આવ્યા હોય તો પ્રાયઃ આવી ભયંકર ભૂલો પાછળની વયમાં ભાગ્યે જ થવા પામે છે. સંતતિનું ભલું ઇચ્છનાર માબાપોએ તેવી દરકાર રાખવી જોઇએ અને પોતાના બાળકોને સારા જાતિવંત અને ધર્મશીલ શિક્ષક પાસે કેળવવાં જોઇએ. બાળકો જેવું દેખે તેવું સહેજે શીખે છે તેથી તેમની સમીપે, દૃષ્ટિ સામે કોઇ પણ અનીતિભર્યું આચરણ ન કરવું એવી સંભાળ રાખવી જોઇએ. કવચિત્ દૈવયોગે બાળક એવી કંઇ ભૂલ કરે તો તે માબાપોએ કે તેના શિક્ષકે તેને સમજાવી સુધરાવી લેવી જોઇએ. કેટલાક સુધરેલા દેશોમાં કેદી–ચોરને પણ સદુપદેશવડે સુધારી શકાય છે તો પછી બીજાઓનું તો કહેવું જ શું ? ઉદ્યમ અને ખંતથી ગમે તેવાં કઠણ કામ પણ થઇ શકે છે, ગમે તેવાં વ્યસન દૂર કરી શકાય છે અને સ્વપર હિત સાધી શકાય છે.



## ૨૯. શીલવ્રત

કુશીલ તજવા હિતોપદેશ–પરસ્ત્રીગમનથી થતા ગેરફાયદા.

અપયશ પડહુ વાગે, લોકમાં લીહ[1] ભાગે,
દુરજન બહુ જાગે, ને કુળે લાજ લાગે;
સજન પણ વિરાગે, મા રમે એણ રાગે,
પરતિય[2] રસ રાગે, દોષની કોડી જાગે. ૫૯

પરતિય રસરાગે, નાશ લંકેશ[3] પાયો,
પરતિય રસત્યાગે, શીલ ગંગેય ગાયો;
દ્રુપદ જનક [4]પુત્રી, વિશ્વ વિશ્વે[5] વિદીતી,
સુરનર મિલી સેવી, શીળને જે ધરંતી. ૬૦

કામાન્ધ બની પરસ્ત્રીગમન કે વેશ્યાગમન કરવાથી અપયશ વધે છે, કુળ કલંકિત થાય છે, લોકમર્યાદાનો લોપ થાય છે, દુર્જનતા વધતી જાય છે, સજ્જનોનું મન તેનાથી વિરક્ત બની જાય છે, તેવા પરસ્ત્રી સંબંધી વિષય-રસમાં હે મુગ્ધ! તું રાચીશ નહિ. સ્વસ્ત્રીમાં જ સંતોષ ધરનાર સુખી થાય છે અને તે એકપત્નીવ્રતવાળો લેખાય છે. સ્વસ્ત્રીનો અનાદર કરી પરસ્ત્રીમાં લુબ્ધ બનનારને મહાહાનિ થવા પામે છે.

પરસ્ત્રીના વિષયરાગમાં પડવાથી **રાવણ** જેવો રાજવી વિનાશ પામ્યો અને ઉક્ત વિષયરસથી વિરક્ત થયેલો **ગાંગેય** સર્વત્ર યશવાદ પામ્યો, બાળવયથી જીવિત પર્યંત જેણે અખંડ શીલનું પાલન કર્યું એવા તે અંતે સદ્ગતિને પામ્યા.

---

૧ આબરૂ જાય. ૨ પરત્રિયા–પરસ્ત્રી. ૩ રાવણ. ૪ દ્રૌપદી અને સીતા. ૫ આખા વિશ્વમાં પ્રસિદ્ધ થઈ.

વળી આખી દુનિયામાં વિખ્યાત થયેલી **દ્રૌપદી** તથા **સીતા** નામની સતીને તેની સુશીલતા( સ્વપતિસંતોષ )ને લીધે અનેક દેવતાઓ અને મનુષ્યોએ પણ પૂજી.

જે શુભાશયવંત સ્ત્રી પુરુષો પોતાના મનને અને ઇન્દ્રિયોને કાબૂમાં રાખીને તેમને ઉન્માર્ગે જવા દેતા નથી તેઓ ગમે તેવી તેની કસોટી વખતે પ્રાણપ્રિય શીલવ્રતનું સંરક્ષણ કરી ઉત્તમ સતાસતીઓની પંક્તિમાં લેખાવા યોગ્ય બને છે. આર્ય સતી-સતાનાં એવાં અનેક ઉદાર દૃષ્ટાંતો સુપ્રસિદ્ધ છે. આવાં સુશીલ સ્ત્રીપુરુષરત્નોને કષ્ટ વખતે દેવતાઓ પણ સહાય કરે છે. તેમનો નિર્મળ યશ જગતમાં સર્વત્ર પ્રસરી રહે છે અને ગમે તેવું દુષ્કર કાર્ય તેઓ સુખે સાધી શકે છે.

નિર્મળ શીલના પ્રભાવે જ **સુદર્શન** શેઠની શૂળી ભાંગીને સિંહાસન થઇ ગયું હતું. શીલના જ પ્રભાવે સતી **સુભદ્રા**-એ કૂવામાંથી કાચે તાંતણે બાંધેલી ચાલણીવડે જળ કાઢીને ચંપાનગરીના દ્વાર ઉઘાડ્યાં હતાં અને શીલના જ પ્રભાવે સતી **સીતાજી**ને અગ્નિ શીતળ થઇ ગયો હતો. સંક્ષેપમાં શિયળના પ્રભાવે વાઘ બકરી જેવો, સર્પ ફૂલની માળા જેવો, અગ્નિ પાણી જેવો અને સમુદ્ર સ્થળ જેવો થઇ જાય છે, એમ સમજી સુજ્ઞ જનોએ નિજ મન અને ઇન્દ્રિયોને મર્યાદામાં રાખી સદા ય સુશીલતા જ સેવવી જોઇએ. કુશીલતાથી રાવણ પ્રમુખના થયેલા ભૂંડા હાલ જાણી કદાપિ તેનો સંગ કરવો નહિ. કુશીલતાથી જગતમાં અનેક માઠાં ઉપનામો મળે છે, અને સુશીલતાથી સર્વત્ર યશવાદ ઉપરાંત સદ્‌ગતિ થાય છે.

---

## ૩૦. પરિગ્રહ–મમતા ત્યાગ

પરિગ્રહ અથવા દ્રવ્ય મમતા તજવા હિતોપદેશ.

શશિ ઉદય વધે જ્યું, સિંધુ વેળા[1] ભલેરી,
ધન કરી મનસા એ, તેમ વાધે ઘણેરી;
દૂરિત નરક સેરી, તું કરે તે [2]પરેરી,
મ મ કર અધિકેરી, પ્રીતિ એ અર્થકેરી. ૬૧

મનુષ્ય જનમ હારે, દુઃખની કોડી ધારે,
પરિગ્રહ મમતાએ, સ્વર્ગના સૌખ્ય વારે;
અધિક ધરણી[3] લેવા, ધાતકી ખંડકેરી.
સુભૂમ કુગતિ પામી, ચક્રીરાયે ઘણેરી, ૬૨

જેમ ચંદ્રમાના ઉદય સાથે સમુદ્રની વેલ વધતી જાય છે તેમ દ્રવ્યની વૃદ્ધિ થવાની સાથે મમતાની પણ વૃદ્ધિ થતી જાય છે, એમ સમજી પાપને પેદા કરનારી અને વૃદ્ધિ કરનારી નરકની શેરી સમાન મમતાને તું દૂર કર. અનિત્ય અને અસાર દ્રવ્યની અધિક પ્રીતિ ન કર ન કર.

દ્રવ્યની મમતાવડે દુર્લભ માનવભવ એળે હારી જવાય છે, ક્રોડો ગમે દુઃખ આવી પડે છે, અને સ્વર્ગના સુખથી બેનસીબ જ રહેવાય છે. પ્રાપ્ત છ ખંડ રાજ્યથી અસંતુષ્ટ રહેલા **સુભૂમ ચક્રવર્તી**એ, ધાતકી ખંડની પૃથ્વી સ્વવશ કરવા જતાં, પાપી મમતા યોગે, તેના સેવક યક્ષોએ એકી સાથે ઉપેક્ષા કરવાથી, છતી ઋદ્ધિ હારી, સર્વ સાથે સમુદ્ર તળે જઇ, નીચ નરક ગતિ જ સાધી–પ્રાપ્ત કરી.

---

૧ સમુદ્રની ભરતી. ૨ દૂર કર. ૩ પૃથ્વી.

જેમ અત્યંત ભારથી ભરેલું નાવ ડૂબી દરિયા તળે જાય છે તેમ અતિ લોભવશ પરિગ્રહ–મમતાથી જીવ ભવસમુદ્રમાં ડૂબી જાય છે.

આ દુર્લભ મનુષ્યભવાદિ શુભ સામગ્રી ગુમાવી દેનાર ફરી તે સામગ્રી પામી શકતા નથી. ફરી ફરી એવી સામગ્રી પામવી અતિ દુર્લભ છે, એમ સમજી સુજ્ઞજનોએ પરિણામે દુઃખદાયી દ્રવ્યની મમતાનો ત્યાગ કરી–દ્રવ્યલોભ તજી, સુખકારી ધર્મનો જ લોભ કરવો યુક્ત છે.

અનેક પ્રકારની દ્રવ્ય–સંપત્તિ લોભવશ એકઠી કરવા છતાં છેવટે તે છેહ દઇ જતી રહે છે, અથવા તેને તજી પોતાને જતું રહેવું પડે છે–જમશરણ થવું પડે છે એમ વિચારી જે ધર્મ સંપત્તિ ( ગુણસંપદા ) સદાય સાથે રહે છે તેનો સંચય કરવા શા માટે પ્રયત્ન ન કરવો ? **મમ્મણ** શેઠની પેઠે અનર્ગળ લક્ષ્મી એકઠી કર્યાં છતાં કૃપણતાના દોષથી તે લક્ષ્મી સુખને માટે નહિ પણ મિથ્યા મમતાવડે દુઃખને માટે જ થઇ છે. જેમ જેમ લક્ષ્મીનો લાભ થતો જાય છે તેમ તેમ લોભ પણ વધતો જાય છે. લોભવશ જીવ અધિક લક્ષ્મી મેળવવા જીવનાં જોખમ ખેડે છે, મહાઆરંભ સમારંભવાળાં પાપવ્યાપાર કરે છે અને હાયવોય કરતાં મરીને છેવટે નરકાદિ દુર્ગતિને પામે છે. લોભાંધ જીવ નીતિ–ધર્મનો અનાદર કરી અનીતિ–અધર્મને માર્ગે ચાલે છે અને અનેક અધમ કાર્ય કરી આ લોકમાં અપવાદ અને પરલોકમાં પરમાધામીના માર ખાય છે, એમ સમજી સુજ્ઞ જનોએ એવી અધમ લોભવૃત્તિ તજી, સંતોષવૃત્તિ ધારી, બન્ને ભવ સુધારી લેવા યોગ્ય છે.

---

# ૩૧. સંતોષ

સંતોષ ગુણ ધારવા-આદરવા હિતોપદેશ.

સકળ ગુણ ભરાયે, [૧]વિશ્વતા વશ્ય થાયે,
ભવજળધિ તરાયે, દુઃખ દૂરે પળાયે;
નિજ જનમ સુધારે, આપદા દૂર વારે,
નિત ધરમ વધારે, જેહ સંતોષ ધારે. ૬૩

સકળ સુખતણો તે, સાર સંતોષ જાણે,
કનક રમણીકેરી, જેહ ઇચ્છા ન આણે;
રજની કપિલ બાંધ્યો, સ્વર્ણની લોલતાએ,
ભ્રમર કમળ બાંધ્યો, તે અસંતોષતાએ. ૬૪

જે સુજ્ઞજનો સંતોષ ગુણને ધારે છે તે સકળ ગુણગૌરવને પામે છે, સકળ વિશ્વવર્તી જનોને વશ કરે છે, ભવસમુદ્રને તરી શકે છે, દુઃખ માત્રને દૂર કરી શકે છે, નિજ જન્મને સુધારી શકે છે, આપદામાત્રને નિવારી શકે છે અને નિત્ય નિત્ય ધર્મની વૃદ્ધિ કરી શકે છે. સંતોષગુણનો આ મહાપ્રભાવ છે.

કનક અને કામિનીના સંગની ઈચ્છા જે કરતા નથી તે જ ખરેખર સંતોષને સકળ સુખનું ધામ સમજે છે. સંતોષ ગુણ વગર કનક કે કામિનીની ઈચ્છા તજાતી નથી. સુવર્ણની લોલુપતાએ કપિલ બ્રાહ્મણ રાજાની પાસે મધ્યરાત્રિએ જતાં માર્ગમાં કોટવાળના હાથમાં પકડાઈ ગયો, પછી પ્રભાતે તેને રાજા પાસે આણ્યો, તેણે સત્ય હકીકત કહેવાથી રાજાએ તેને છોડી દીધો અને જોઈએ તેટલું સુવર્ણ માગી લેવા જણાવ્યું. તે વિચાર

---

૧. આખું વિશ્વ.

કરીને માગવા ઉપર રાખી, જ્યારે પોતે વિચાર કરવા બેઠો ત્યારે તેની ઇચ્છા આકાશ જેવી અનંતી થઇ ગઇ-ઇચ્છાનો અંત જ ન આવ્યો. છેવટે તે પ્રતિબોધ પામ્યો, એમ સમજીને કે આખરે સંતોષમાં જ સુખ છે. વળી ભમરા જે ફૂલમાં બંધાઇ રહે છે તે પણ અસંતોષવડે જ, એમ સમજી સુજ્ઞજનોએ પરસ્પૃહા-વિષયતૃષ્ણા તજી સંતોષ ગુણ સેવવા આદર કરવો યુક્ત છે.

શાસ્ત્રકારે યોગ્ય જ કહ્યું છે કે "પરસ્પૃહા મહાદુઃખરૂપ છે અને નિઃસ્પૃહતા મહાસુખરૂપ છે." એ વચનનું ઊંડું રહસ્ય વિચારી નિઃસ્પૃહતા આદરવી યુક્ત છે. લોભવશ નંદરાજાએ સોનાની ડુંગરીઓ કરાવી પણ તે તેના કશા કામમાં ન આવી. દેવતાએ તે અપહરી લીધી અને પોતે ફોગટ મમતા બાંધીને દુઃખી થયો. લોભ સર્વભક્ષક અગ્નિ સમાન છે, તે સર્વ સુખનો નાશ કરી પ્રાણીને દુઃખ માત્ર આપે છે. જેમ ઇંધનથી આગ તૃપ્ત થતી નથી તેમ જીવને ગમે તેટલી દ્રવ્યસંપત્તિથી સંતોષ વળતો નથી. અસંતોષી જીવ ઉન્મત્તની પેઠે ગમે તેમ બોલતા ફરે છે અને ગમે તેવી પાપચેષ્ટા કરે છે. આવા જીવની અંતે બૂરી ગતિ થવા પામે છે. જેમ જળવડે અગ્નિ શાંત થાય છે તેમ જ્ઞાન-વૈરાગ્યવડે તૃષ્ણાદાહ ઉપશમે છે અને શાંતિ-સંતોષ પ્રગટે છે. ભૂમિ ઉપર શય્યા, ભિક્ષાવૃત્તિથી આહાર, જીર્ણપ્રાય વસ્ત્ર અને એકાંત વનવાસ છતાં નિઃસ્પૃહી સાધુ-મહાત્માને ચક્રવર્ત્તી કરતાં પણ સંતોષગુણવડે અધિક સુખ હોય છે. તેઓ શમ અને સંતોષ સામ્રાજ્યવડે જ ખરેખર સુખી છે, જ્યારે પરિગ્રહ-મમતાથી ભરેલા ઇન્દ્ર કે નરેન્દ્ર પણ અસંતુષ્ટપણાવડે ઊલટા દીન-દુઃખી જ દેખાય છે. ધન, ધાન્ય, પુત્ર,

પરિવાર ઉપર કે શરીરાદિક સંયોગિક વસ્તુઓ ઉપર મિથ્યા મમતા રાખી જીવ દુઃખી જ થાય છે, એમ સમજી શાણા જનોએ સંતોષવૃત્તિ જ સેવવી યુક્ત છે.

---

## ૩૨. વિષયતૃષ્ણા

### વિષય તૃષ્ણા તજવા હિતોપદેશ.

શિવપદ યદિ વાંછે, જેહ આનંદદાઇ,
વિષ સમ વિષયા તો, છાંડી દે દુઃખદાઇ;
મધુર અમૃત ધારા, દૂધની જો લહીજે,
અતિ વિરસ સદા તો, કાંજિકા શું ગ્રહીજે? ૬૫

વિષય વિકળ તાણી, કીચકે [૧]ભીમભાર્યા,
[૨]દશમુખ અપહારી, [૩]જાનકી રામભાર્યા;
રતિ ધરી રહનેમિ, ક્રીડવા નેમિનાર્યા,
જિણ વિષય ન વર્જ્યા, તેહ જાણો અનાર્યા. ૬૬

હે ભવ્યાત્મન્! જો તું પરમ આનંદદાયક મોક્ષ-સુખને ચાહતો જ હોય તો પરિણામે પરમ દુઃખદાયક વિષ જેવા વિષયભોગને તું તજી દે, ચારિત્રનું શુદ્ધ-નિર્મળભાવે સેવન કરી લેવારૂપ અમૃતની ધારા પી લે. એ તો દેખીતું સત્ય છે કે જો દૂધની મધુર અમૃતધારા મળતી હોય તો પછી અતિ વિરસ-ખાટી કાંજિકા-છાશનો શા માટે આદર કરવો જોઇએ? ન જ કરવો જોઇએ. સંતોષ એ ખરું અમૃત છે. અને અસંતોષ અથવા વિષયતૃષ્ણા એ ખરેખર પ્રાણહારક ઉગ્ર વિષ સમાન હોવાથી તજવા યોગ્ય જ છે.

---

૧ દ્રૌપદી. ૨ રાવણ. ૩ સીતા.

વિષયતૃષ્ણાથી વિકળ બનેલા **કીચકે** સતી **દ્રૌપદીનું** શિયલ ભંગ કરવા માટે પ્રયત્ન કર્યો હતો અને **દશમુખ-રાવણે** સતી **સીતાજીનું** અપહરણ કર્યું હતું, તેમ જ વળી **રહનેમિએ** **રાજીમતી** સંગાતે રતિ-ક્રીડા-કરવા મન કર્યું હતું અને તે માટે ભોગપ્રાર્થના પણ કરી હતી; પરંતુ શીલ-સંતોષના પ્રભાવથી સતી દ્રૌપદીનાં ચીર પૂરાયાં ( નવનવાં વસ્ત્ર તેણીના દેહ ઉપર ઉત્પન્ન થવા પામ્યાં ), એકાન્ત સ્થળ છતાં રાવણ સતી સીતાના શીલનો તાપ સહન કરી નહિ શકવાથી છેટો જ રહ્યો અને સતી રાજીમતીના સદ્બોધભર્યાં વચનથી રહનેમિ શીઘ્ર ઠેકાણે આવી, સ્વદોષની આલોચના-નિંદા-ગર્હા કરી અવિચળ પદ પામ્યા.

જે મોહાંધ બની, ઇન્દ્રિયવશ થઈ વિષયવિકળતાથી અધર્મ-ને માર્ગે ચાલે છે તેમને તેમનાં અધર્મ-કાર્યને લઇને અનાર્યપ્રાય જ સમજવા.

ઈન્દ્રિયોના વિષયમાં લુબ્ધ બની ક્ષણિક અને કલ્પિત સુખની ખાતર જીવ નિત્ય-સ્વાભાવિક સુખને ગુમાવી દે છે. વિષયસુખમાં સ્વશક્તિનો ક્ષય કરી નાંખનાર સહજ સ્વાભાવિક સુખ મેળવવા સ્વવીર્યનો કયાંથી ખર્ચ કરી શકે ? ઇન્દ્રિયોને વશ નહિ થતાં તેમને જ સ્વવશ કરવા પ્રયત્ન કરી લેવાય તો સ્વલ્પ કાળમાં મહાન્ લાભ મેળવી શકાય. ફક્ત દિશા બદલવાની જ પ્રથમ જરૂર છે. સ્વેચ્છા મુજબ ગમે તેવા દુઃખદાયક વિષયોમાં દોડી જતી ઇન્દ્રિયોને દમી તેમને સુખ-દાયક સાચા માર્ગે વાળવી જોઇએ. ચક્ષુવડે વીતરાગ દેવની અને સંતજનોની શાંત મુદ્રા નીરખી નિજ આત્મવિચારણા કરવી, શ્રોત્ર-કાનવડે સદ્ઉપદેશ અમૃતનું પાન કરવું, જીભવડે

શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મની સ્તુતિ કરવી, સુગંધી પદાર્થ દેવ-ગુરુની ભક્તિમાં નિઃસ્વાર્થપણે વાપરવા, નિજ દેહવડે અને તેટલી ઉત્તમ જનોની સેવા-ભક્તિ કરવી અને પરમાર્થપરાયણ થવું.

---

## ૩૩. ઇન્દ્રિયપરાજય

### ઇન્દ્રિયપરાજય આશ્રી હિતોપદેશ.

ગજ [૧]મગર પતંગા, જેહ [૨]ભૃંગા [૩]કુરંગા,
ઇક ઇક વિષયાર્થે, તે લહે દુઃખ સંગા;
જસ પરવશ પાંચે, તેહનું શું કહીજે ?
ઇમ હૃદય વિમાસી, ઇન્દ્રી પાંચે દમીજે. ૬૭

વિષય વન ચરંતાં, ઇન્દ્રી જે ઊંટડા એ,
નિજ વશ નવિ રાખે, તેહ દે દુઃખડાં એ;
અવશ કરણ મૃત્યુ, જ્યું અગુપ્તેન્દ્રી પામે,
સ્વવશ સુખ લહ્યો જ્યું, [૪]કૂર્મ ગુપ્તેન્દ્રી નામે. ૬૮

હાથી, મચ્છ-મગર, પતંગ, ભ્રમર, હરણ એ બધાં પ્રાણીઓ એક એક ઇન્દ્રિયનાં વિષયમાં આસક્ત બનવાથી પ્રાણાન્ત દુઃખને પામે છે, તો પછી જે પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત બની રહે તેમનું તો કહેવું જ શું ? એમ હૃદયમાં વિચારી સુજ્ઞજનોએ પાંચે ઇન્દ્રિયોનું દમન કરવું જોઇએ. અન્યથા દ્રવ્ય અને ભાવ ઉભય પ્રાણની હાનિ થવા પામે છે.

વિષયરૂપી વનમાં સ્વેચ્છાએ ચરતા ઇન્દ્રિયોરૂપી ઉંટડાઓને જો સ્વવશ કરી લેવામાં ન આવે તો તે દુઃખદાયક નીવડે છે.

---

૧ મગર-મસ્ત્યો. ૨ ભમરાઓ. ૩ હરણો. ૪ કાચબા.

જે અજ્ઞજનો ઇન્દ્રિયોને સ્વવશ નહિ કરતાં તેમને જ વશ થઈ પડે છે, તેઓ પરવશ ઈન્દ્રિયવાળા અગુપ્તેંદ્રિય કાચબાની પેઠે મરણાન્ત કષ્ટ પામે છે અને જેઓ ઇન્દ્રિયોને સારી રીતે દમી સ્વવશ કરી લે છે, તેઓ ગુપ્તેન્દ્રિય કાચબાની પેઠે ખરેખર સુખી થઈ શકે છે.

શાસ્ત્રકાર સ્પષ્ટ જણાવે છે કે " ઇન્દ્રિયોને ઈચ્છિત વિષયોમાં મોકળી મૂકી દેવી તે આપદા વ્હોરી લેવાનો રાજમાર્ગ છે, અને એ જ ઈન્દ્રિયોને નિયમમાં રાખી સન્માર્ગે દોરવી એ સુખસંપદા પામવાનો શ્રેષ્ઠ માર્ગ છે. "

હવે એ બેમાંથી તમને પસંદ પડે એ માર્ગને તમે ગ્રહણ કરો. સુખી થવું કે દુઃખી થવું એનો આધાર આપણા સારા કે નરસા વર્તન ઉપર જ રહે છે. ઇન્દ્રિયોરૂપી ઉદ્ધત ઘોડાઓને દુર્ગતિના માર્ગમાં ઘસડી જતાં અટકાવવા જ હોય તો તેમને જિનેશ્વર પ્રભુના વચનરૂપી લગામવડે અંકુશમાં મૂકો–રાખો. વિવેકરૂપી હાથીને હણવાને કેશરીસિંહ જેવી અને સમાધિરૂપી ધનને લૂંટી લેવામાં ચોર જેવી ઇન્દ્રિયોવડે જે અજિત રહે તે જ ધીર–વીરમાં ધુરંધર છે એમ જાણવું. તૃષ્ણારૂપી જળથી ભરેલાં ઇન્દ્રિયોરૂપી ક્યારાવડે વૃદ્ધિ પામેલા વિષયરૂપી વિષ–વૃક્ષો પ્રમાદશીલ પ્રાણીઓને આકરી મૂર્છા ઉપજાવી વિડંબના કરે છે. વિષયસુખ ભોગવતાં તો પ્રથમ મીઠાં–મધુર લાગે છે, પણ પરિણામે તે વિષયભોગ કિંપાકના ફળની પેઠે અનર્થકારી નીવડે છે. જેમ જેમ પ્રાણી વિષયનું અધિક અધિક સેવન કરે છે, તેમ તેમ તૃષ્ણાને વધારી સંતાપ ઉપજાવે છે. જેમ ઇન્ધનથી અગ્નિ તૃપ્ત થતો નથી અને નદીઓથી સમુદ્ર તૃપ્ત થતો

નથી, તેમ ગમે તેટલા વિષયભોગથી જીવને તૃપ્તિ થતી નથી અને તેના સંતોષ વગર સુખ પણ પ્રાપ્ત થતું નથી; તેથી સુખના અર્થી સુજ્ઞજનોએ સંતોષ ગુણ ધારણ કરવા નિજ મન અને ઇન્દ્રિયોને નિયમમાં રાખી સન્માર્ગે વાળવા પ્રયત્ન કરવો.

---

## ૩૪. પ્રમાદ

### પ્રમાદ પરિહરવા હિતોપદેશ.

સહુ મન સુખ વાંછે, દુ:ખને કો ન વાંછે,
નહિ ધરમ વિના તે, સૌખ્ય એ સંપજે છે;
ઇહ સુધરમ પામી, કાં પ્રમાદે ગમીજે ?
અતિ આળસ તજીને, ઉદ્યમે ધર્મ કીજે. ૬૯

ઇહ દિવસ ગયા જે, તેહ પાછા ન આવે,
ધરમ સમય એળે, કાં પ્રમાદે ગમાવે ?
ધરમ નવિ કરે જે, આયુ એળે વહાવે,
શશિ નૃપતિ પરે ત્યું, સોચ ના અંત પાવે. ૭૦

જગતના સહુજનો સુખની જ વાંછના કરતા જણાય છે, દુ:ખની વાંછના કરતા કોણ નજરે પડે છે ? કોઇ જ નહિ. તેમ છતાં દુ:ખનો અને સુખનો ખરો માર્ગ કોણ જાણે છે ? અથવા જાણવાની દરકાર કોણ કરે છે ? ધર્મ—દાન, શીલ, તપ, ભાવમાં આદર કરવાથી સુખ પ્રાપ્ત થાય છે અને તેમાં અનાદર—પ્રમાદ કરવાથી જ દુ:ખ પ્રાપ્ત થાય છે. પ્રમાદ રહિત સાધુધર્મ કે ગૃહસ્થધર્મનું સેવન કર્યા વગર સુખ સાંપડતું જ નથી. ઉક્ત સદ્ધર્મને સારી રીતે સેવન કરવા યોગ્ય રૂડી સામગ્રી મળ્યા છતાં તેનો લાભ લઇ લેવામાં શા માટે ઉપેક્ષા કરવી જોઇએ ?

અંગથી આળસને અળગું કરી નાંખી સુખના અર્થી ભાઇબ્હેનોએ પવિત્ર ધર્મનું સેવન કરી લેવા ચોક્કસ ઉદ્યમ કરવો જ જોઈએ. ઉદ્યમ જેવો કોઇ બંધુ નથી અને પ્રમાદ જેવો કોઇ શત્રુ નથી.

જે જે ક્ષણો, જે જે દિવસ, માસ, વર્ષાદિક આપણા આયુષ્ય-માંથી ઓછા થાય છે–ચાલ્યા જાય છે તે કંઈ પાછા આવતાં નથી. આદરપૂર્વક ધર્મસેવન કરનારનો તે સઘળો વખત લેખે થાય છે અને આળસથી ધર્મનો અનાદર કરનારનો તે બધો ય વખત અલેખે જાય છે, એમ સમજીને હે ભોળાજનો! ધર્મનું સાધન કરવા જે અમૂલ્ય સમય હાથ લાગ્યો છે તેને પ્રમાદવશ થઇ જઈ કેમ વ્યર્થ ગુમાવો છો? ધર્મનું સેવન કરવામાં આળસ–ઉપેક્ષા કરનારનું આયુષ્ય નકામું ચાલ્યુ જાય છે અને છેવટે તેને **શશીરાજા**ની પેઠે શોચ કરવો પડે છે.

તે શશીરાજાને તેના બંધુએ પ્રથમ બહુ પ્રકારે બોધ આપી ધર્મસેવન કરવા પ્રેરણા કરી હતી, પણ તે વખતે તેને એ વાત ગળે ઉતરી નહોતી અને ઊલટો આડુંઅવળું સમજાવી પોતાના બંધુને પણ મોહજાળમાં ફસાવવા ચાહતો હતો! તેમ છતાં તેના બંધુ ધર્મનું રહસ્ય સારી રીતે સમજતા હોવાથી લગારે ડગ્યા નહિ અને ચારિત્ર–ધર્મને આદરી દેવગતિને પામ્યા. પછી જ્ઞાનવડે પોતાના ભાઇ શશીરાજાની શી સ્થિતિ થઇ છે? તે તપાસતાં તે દેવને સમજાયું કે ભાઇ તો વિષયાદિક પ્રમાદમાં લંપટાઈ નરકગતિમાં ઉત્પન્ન થયા છે, એટલે તેને પ્રબોધવા પોતે તેના સ્થાનકે ગયા અને તેને પૂર્વભવનું સ્મરણ કરાવ્યું, એટલે તે કહેવા લાગ્યો કે–"હે બંધો ! તમે મૃત્યુલોકમાં જઇ મારા પૂર્વ શરીરને ખૂબ કદર્થના ઉપજાવો, જેથી હું

આ દુઃખમાંથી મુક્ત થઈ શકું." દેવે ઉત્તર આપ્યો કે "ભાઈ! તેમ કરવાથી હવે કંઇ વળે નહિ." ઉપરોક્ત દૃષ્ટાન્ત સમજીને સ્વઆધીનપણે પ્રમાદ તજી જે મનુષ્ય ધર્મ સાધન કરે છે તે જ સુખી થઇ શકે છે, અન્યથા નહિ.

---

## ૩૫. સાધુ ધર્મ

### સાધુધર્મના સ્વરૂપનું સંક્ષેપથી કથન.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

જે પાંચે વ્રત મેરુભાર નિવહે, નિઃસંગ રંગે રહે,
પંચાચાર ધરે પ્રમાદ ન કરે, જે દુઃપરિસા સહે;
પાંચે ઇન્દ્રી તુરંગમા વશ કરે, મોક્ષાર્થને સંગ્રહે,
એવો દુષ્કર સાધુ ધર્મ ધન તે, જે જ્યું ગ્રહે ત્યું વહે, ૭૧

( માલિની વૃત્ત )

મયણ રસ વિમોડી, કામિની સંગ છોડી,
તજિય કનક કોડી, મુક્તિશું પ્રીતિ જોડી;
ભવ ભવ ભય વામી, શુદ્ધ ચારિત્ર પામી,
ઇહ જગ શિવગામી, તે નમો જંબૂસ્વામી. ૭૨

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ રૂપ પાંચ મહાવ્રતો રાત્રિભોજનના સર્વથા નિષેધ સાથે પાલન કરવારૂપ મેરુપર્વતનો ભાર જેઓ નિર્વહે છે, દૃઢ વૈરાગ્યના રંગથી જેમનું હૃદય રંગાઇ ગયેલું હોવાથી નિઃસ્પૃહભાવે જે આનંદમાં ગરકાવ રહે છે, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યને અનુકૂળ આચાર-વિચારને જ ધારણ કરી રહે છે, મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથારૂપી પાંચ પાપી પ્રમાદનો

જે ચીવટથી ત્યાગ કરે છે, ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણતા, પ્રમુખ બાવીશ પરિસહો પૈકી જે જે કઠણ પરિસહો આવી પડે તે તે અદીનપણે-સમભાવે જે સહન કરે છે અને ચક્ષુ, શ્રોત્રાદિક પાંચે ઇન્દ્રિયોરૂપી અવળા ઘોડાઓને જ્ઞાનલગામવડે નિજ વશમાં રાખી જે મહાનુભાવ મુનિજનો સંયમમાર્ગને સાવધાનપણે સેવે છે તે અનુક્રમે સકળ કર્મ-મળનો ક્ષય કરી મોક્ષપદને મેળવી શકે છે. આવો દુષ્કર સાધુધર્મ દૃઢ વૈરાગ્યથી આદરી જે તેને સિંહની પેઠે શૂરવીરપણે પાળે છે તે ભાગ્યશાળી ભાઇ-બહેનો ખરેખર ધન્ય-કૃતપુન્ય છે.

શૃંગાર રસનો અનાદર કરી, આઠ પદ્મિની સ્ત્રીઓનો સંગ છોડી, નવાણુ ક્રોડ સુવર્ણનો ત્યાગ કરી, કેવળ મુક્તિ સાથે જ લય લગાડી અને શુદ્ધ ચારિત્ર-ધર્મને સદ્‌ગુરુ પાસેથી પ્રાપ્ત કરી, જન્મ-મરણનો ભય દૂર કરી એ જ ભવમાં જે પરમાનંદ પદ-મોક્ષને પ્રાપ્ત થયા એવા **શ્રી જંબૂસ્વામી** મહામુનિને અમારો વારંવાર નમસ્કાર હો ! એ મહામુનિ સાધુધર્મના એક ઉત્તમ આદર્શ ( Ideal ) રૂપ હોવાથી એમનું ઉત્તમ ચારિત્ર મુમુક્ષુ જનોએ વારંવાર મનન કરી પરિશીલન કરવા યોગ્ય છે. ધન્ય છે એ મહામુનિને કે જેમણે પોતાના પવિત્ર ચારિત્રના પ્રબળ પ્રભાવથી પ્રભવાદિક પાંચસો ચોરોને પણ પ્રતિબોધી પરમાર્થ માર્ગમાં પ્રયોજી દીધા. જો આવા પુરુષાર્થી મહામુનિઓના પવિત્ર ચારિત્ર તરફ મુમુક્ષુજનો સદાય દૃષ્ટિ રાખે તો આજકાલ દૃષ્ટિગત થતી સાધુધર્મમાં શિથિલતા શીઘ્ર દૂર થવા પામે અને પુનઃ પ્રબળ જ્ઞાનવૈરાગ્ય જાગૃત થતાં સાધુ-ધર્મ દીપ્તિમાન થવા પામે.

---

## ૩૬. શ્રાવક ધર્મ

### શ્રાવક ધર્મના સ્વરૂપનું સંક્ષેપ કથન.

( શાર્દૂલવિક્રીડિતવૃત્ત )

જે સમ્યક્ત્વ લહી સદા વ્રત ધરે, સર્વજ્ઞ સેવા કરે,
[1]સંધ્યાવશ્યક આદરે ગુરુ ભજે, દાનાદિ ધર્માચરે;
નિત્યે સદ્ગુરુ સેવના વિધિ ધરે, એવો જિનાધીશ્વરે,
ભાખ્યો શ્રાવક ધર્મ હોય[2]–દશધા જે આદરે તે તરે. ૭૩

( માલિનીવૃત્ત )

નિશદિન જિનકેરી, જે કરે શુદ્ધ સેવા,
અણુવ્રત ધરી જે તે, [3]કામ આનંદ કેવા;
ચરમ જિનવરિંદે, જે સુધર્મે સુવાસ્યા,
સમકિત સતવંતા, શ્રાવકો તે પ્રશંસ્યા. ૭૪

શુદ્ધ દેવ, ગુરુ અને સર્વજ્ઞ–વીતરાગકથિત ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધારૂપ સમકિત ગ્રહણ કરી જે વ્રત–નિયમોને આદરે, સર્વજ્ઞ દેવની સેવા–ભક્તિ કરે, સંધ્યાવશ્યક ( બે ટંક પ્રતિક્રમણ–સામાયિક પ્રમુખ ) આદરે, પૂજ્ય–વડિલ જનોની ભક્તિ કરે, દાનાદિ ધર્મનું સેવન કરે અને સદાય સદ્ગુરુની વિધિવત્ સેવના કરે, એ રીતે શ્રી જિનેશ્વરભાષિત દ્વાદશ વ્રતરૂપ ગૃહસ્થ ધર્મ જે મહાનુભાવ શ્રાવકો આદરે તે સ્વર્ગાદિકનાં સુખ અનુભવી અનુક્રમે મોક્ષસુખ પામે.

---

૧ બે ટંક પ્રતિક્રમણ. ૨ બાર પ્રકારનો. ૩ આનંદ અને કામદેવાદિક શ્રાવક.

જે સદા ય શુદ્ધ ભાવથી જિનેશ્વર દેવની સેવાભક્તિ કરે અને પ્રભુના પવિત્ર ઉપદેશ અનુસારે ગૃહસ્થ યોગ્ય અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રતને ધારે તે ચરમ તીર્થંકર શ્રી મહાવીર દેવે પ્રશંસેલા, અને સદ્ધર્મે વાસિત થયેલા આનંદ, કામદેવ પ્રમુખ ઉત્તમ સમકિતવંત અને સત્ત્વવંત શ્રાવકોની પેઠે પ્રશંસાપાત્ર થાય છે.

જે સદ્ગુરુનો સમાગમ કરી વિનય–બહુમાનપૂર્વક તત્ત્વ–શ્રવણ કરે છે અને નિજ હિત કર્તવ્યનો નિશ્ચય કરી સન્માર્ગનું સેવન કરે છે તે **શ્રાવક** કહેવાય છે. અથવા શુદ્ધ શ્રદ્ધા, સદ્વિવેક અને સત્ક્રિયાનું જે યથાવિધિ સેવન કરે છે તે શુભાશયો **શ્રાવક**ની ખરી પંક્તિમાં લેખાય છે. તથાપ્રકારનાં સદ્ગુણ વગરનાં જે હોય તે **દ્રવ્યશ્રાવક** કહેવાય છે, શ્રાવક યોગ્ય ઉત્તમ ગુણોથી અલંકૃત હોય તે **ભાવશ્રાવક** ગણાય છે, અને જે ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં સ્વસ્વ અધિકાર અનુસારે વીતરાગ શાસનની ઉન્નતિ–પ્રભાવના કરવા તન, મન અને ધનથી પ્રવૃત્તિ કરે છે તે **પરમ શ્રાવક**ની પંક્તિમાં લેખાવા યોગ્ય છે.

સામાન્ય શ્રાવકોએ પણ વ્યવહારશુદ્ધિ રાખવા, મિથ્યાત્વ-વૃદ્ધિકારક ક્રિયા તજવા અને ગુણમાં આગળ વધવા અવશ્ય લક્ષ રાખવું જોઇએ. દશ દૃષ્ટાન્તે દુર્લભ મનુષ્યજન્માદિ ઉત્તમ સામગ્રી પામી, પ્રમાદવશ પડી તેને નિરર્થક કરી નહિ દેતાં જેમ બને તેમ વિષયકષાયાદિ પ્રમાદાચરણ તજીને સુશ્રાવકને છાજે એવા આચારવિચાર સેવવા ઉજમાળ થવું ઘટે છે. પૂર્વ

પુન્યયોગે પવિત્ર ધર્મના શુભ મનોરથ થાય તો તેને સફળ કરી લેવા જરૂર કાળજી રાખવી ઘટે છે, જેથી અત્યારે કરેલી હિતકરણી આગળ ઉપર ઘણી જ ઉપયોગી થઇ શકે.

( માલિનીવૃત્ત )

ઇમ અરથ રસાળા, જે રચી સૂક્તમાળા,
ધરમ નૃપતિ બાળા, માલિની છંદ શાળા;
ધરમ મતિ ધરંતા, જે ઇહાં પુણ્ય વાધ્યો,
પ્રથમ ધરમકેરો, સાર એ વર્ગ સાધ્યો. ૭૫

ઇતિ શ્રી સૂક્તમુક્તાવલ્યાં પ્રથમ પુરુષાર્થરૂપ
ધર્મવર્ગ: સમાપ્તમ્.

# શ્રી સૂક્ત મુક્તાવળી

## અર્થ વર્ગ

### ( અધિકારો )

( ઉપેન્દ્રવજ્રા વૃત્તમ્ )

अथार्थवर्गे हितचिंतनश्रीः—
मितंपचार्थ्यस्वमहीशसेवा ॥
खलादिमैत्री व्यसनादि चैव—
मिहावधार्याः कतिचित्प्रसंगाः ॥ १ ॥

બીજા અર્થ અધિકારમાં અર્થ, હિતચિંતન, લક્ષ્મી, કૃપણતા, યાચના, નિર્ધનતા, રાજસેવા, ખળાદિ ( ખળતા ને અવિશ્વાસ ) મૈત્રી, સાત વ્યસન–જુગાર, માંસભક્ષણ, ચોરી, મદિરા, વેશ્યા, શિકાર, પરસ્ત્રીગમન વગેરે અને આદિ શબ્દથી બીજા કીર્તિ, પ્રધાન–મંત્રી, કળા, મૂર્ખતા અને લજ્જા એમ સોળ અધિકાર-રૂપ–પ્રસંગો–વિષયો કહેવામાં આવશે.

# બીજો પુરુષાર્થ—અર્થ વર્ગ



## ૧ અર્થ—દ્રવ્ય વિષે.

### ન્યાયનીતિ અને પ્રમાણિકપણાથી જ દ્રવ્ય ઉપાર્જન કરવા હિતોપદેશ.

માલિનીવૃત્ત.

અરથ અરજ જેણે, સ્વાયતે વિશ્વ હોવે,
જિણ વિણ ગુણ વિદ્યા, રૂપને કોણ જોવે?
અભિનવ સુખકેરો, સાર એ અર્થ જાણી,
સકળ ધરમ જેથી, સાધીએ ચિત્ત આણી. ૧

અરથ વિણ કેવન્નો, જેહ વેશ્યાએ નાંખ્યો,
અરથ વિણ વશિષ્ઠે, રામ જાતો ઉવેખ્યો;
સુકૃત સુજસકારી, અર્થ તે એ ઉપાર્જો,
કુવણજ ઉપજંતો, અર્થ તે દૂર વર્જો. ૨

ગૃહસ્થવેષે સંસારવ્યવહારમાં રહેતાં પગલે પગલે દ્રવ્યની જરૂર પડે છે. દ્રવ્ય વગર પોતાનામાં ગમે તેવા ગુણ, વિદ્યા કે રૂપ હોય તેને કોણ જુએ છે? તેની કદર કે પરવા કોણ કરે છે? કોઈ નહિ. તેથી સ્વબાહુબળથી ન્યાય, નીતિ અને પ્રમાણિકપણું રાખી—સાચવીને તમે એવું અર્થ ઉપાર્જન કરો કે જે વડે સહુ કોઇ તમને અનુસરીને ચાલે. જો એમ કરશો તો તમે સ્વસ્થ ચિત્તથી દાનાદિ સકળ ધર્મ સાધી શકશો અને એથી અપૂર્વ સુખસમૃદ્ધિને સહેજે પ્રાપ્ત કરી શકશો.

જુઓ કે અર્થ (ધન) વગર **કયવન્ના** શેઠનો વેશ્યાએ અનાદર કર્યો, અર્થ વગર વશિષ્ઠે **રામને** વનમાં જતા ઉવેખ્યો-ઉપેક્ષા કરી, એમ સમજી હે સુજ્ઞજનો! સુયશને પેદા કરનાર અને વૃદ્ધિને પમાડનાર અર્થને ખરી નીતિથી ન્યાય માર્ગે ઉપાર્જન કરો અને કુવણજથી ( નીચ પાપવ્યાપારથી ) પ્રાપ્ત થતા ગમે તેટલા દ્રવ્યની પણ ઉપેક્ષા કરો-દરકાર ન કરો.

માર્ગાનુસારીપણાના પાંત્રીશ ગુણમાં પ્રથમ ગુણમાં જ આ વાત કહેવામાં આવી છે કે 'હે ભવ્યજનો! જો તમે શ્રી વીતરાગપ્રણીત ધર્મ પામવાની ચાહના રાખતા હો તો અનીતિ-અન્યાય અને અપ્રમાણિકપણાના દ્રવ્યની ઉપેક્ષા કરીને શુદ્ધ નીતિ-ન્યાયથી જ જેમ બને તેમ નિર્દોષ વ્યાપારવડે જ દ્રવ્ય ઉપાર્જન કરવાનું રાખો. એથી તમને સુબુદ્ધિ સૂઝશે.' '**જેવો આહાર તેવો ઓડકાર**' એ ન્યાયે, જો નીતિનું દ્રવ્ય પેટમાં જાય તો બુદ્ધિ સારી-નિર્મળ થશે અને દાનાદિક ધર્મમાં પ્રવૃત્તિ કરવાનું અને એ અસ્થિર દ્રવ્યથી સ્વહિત કરી લેવાનું સૂઝશે.

પૂર્વે અનેક સાહસિક પુરુષો પુરુષાર્થવડે અનર્ગલ લક્ષ્મી કમાઇ લાવીને, ઊંચી સ્થિતિ ઉપર આવી, પોતાના અનેક સીદાતા-દુઃખી થતા માનવબંધુઓનો ઉદ્ધાર કરી, પવિત્ર ધર્મને દીપાવી સ્વજન્મ સફળ કરતા હતા. પૂર્વે થયેલા મહા-સમૃદ્ધિવંત **આનંદ** તેમજ **કામદેવાદિ** શ્રાવકોની વાર્તા તો શાસ્ત્રપ્રસિદ્ધ છે, પણ આ કલિકાળમાં પણ એવા કઇક નિઃસ્વાર્થ દાનેશ્વરી થયા છે કે જેમનાં પવિત્ર ચરિત્ર વાંચતાં ચિત્તમાં ચમત્કાર પેદા થાય છે.

---

## ૨. હિતચિંતન.

પરહિતચિંતન યા પરોપકાર કરવા હિતોપદેશ.

( માલિનીવૃત્ત )

પરહિત કરવા જે, ચિત્ત ઉચ્છાહ ધારે,
પરકૃત હિત હૈયે, જે ન કાંઇ વિસારે;
પ્રતિહિત પરથી જે, તે ન વાંછે કદાઈ,
પુરુષ રયણ સોઇ, વંદિયે સો સદાઈ. ૩

નિજ દુ:ખ ન ગણે જે, પારકું દુ:ખ વારે,
તિહ તણી બલિહારી, જાઇયે કોડી વારે;
જિમ વિષભર જેણે, ડંક પીડા સહીને,
વિષધર જિન વીરે, બૂઝવ્યો તે વહીને. ૪

પરહિત કરવા જે સદા ય ચિત્તમાં ઉત્સાહ ધરે છે, એવા જ સદ્‌વિચાર જેના મનમાં સદા ય જાગૃત રહે છે, એવી જ મિષ્ટ-મધુરી હિતવાણી વદવા સદા ય ચીવટ રાખી પ્રવર્ત્તે છે, બીજા પરોપકારશીલ પુરુષોએ કરેલાં હિતકાર્યો-પરોપકારનાં કામ જે કદાપિ વિસરી જતા નથી, અને ઉપકારનો બદલો મેળવવા જેમને ઇચ્છા થતી જ નથી એવા પુરુષરત્નો સદા-સર્વદા સત્કાર-સન્માન કરવા લાયક જ છે.

જે પોતાનું દુ:ખ ગણકારતા નથી અને પારકું દુ:ખ દૂર કરવા કાયમ પ્રયત્ન કરે છે તેવા પુરુષાર્થી પુરુષરત્નોની ક્રોડો વાર બલિહારી છે. જુઓ ! ચરમ તીર્થંકર **શ્રી મહાવીરદેવે ચંડકોશીયા** નાગના ડંખની પીડા સહીને પણ કેવળ પરમાર્થ-દૃષ્ટિએ તેને પ્રતિબોધ કર્યો, એ વાત મશહૂર છે. આવા

આદર્શ પુરુષોના પવિત્ર ચરિત્રનું બની શકે તેટલું અનુકરણ કરવું કે જેથી આપણું જીવન પણ સાર્થક થઇ શકે.

પવિત્ર આદર્શ પુરુષોના હૃદયમાં એવી જ ભાવના હોય છે કે 'સહુ કોઇ સુખી થાઓ! સહુ કોઇ રોગ-પીડા રહિત થાઓ! સહુ કોઇ કલ્યાણને પામો! સહુ કોઈ પાપચરણથી દૂર રહો!' એવા મહાન પુરુષોના મનમાં 'આ મારું અને આ પરાયું' એવો ભેદભાવ હોતો નથી. તેમના ઉદાર દિલમાં તો આખી દુનિયા કુટુંબ રૂપ મનાય છે. તેઓ સદાય ઇચ્છે છે કે 'આખી આલમનું ભલું થાઓ! આખી દુનિયામાં સુખ-શાન્તિ પ્રસરો! સહુ કોઈ જનો પરનું હિત-પરોપકાર કરવા તત્પર બનો! અહિતકારક પાપ-દોષ માત્ર દૂર થાઓ! અને સર્વત્ર સહુ કોઈ સુખી થાઓ!' સહુ સાથે આવી ઉદાર **મૈત્રી-ભાવ** ઉપરાંત સદ્‌ગુણીના ગુણ નીહાળી તેમને અનુમોદન અને પુષ્ટિ આપવારૂપ **પ્રમોદભાવ** અને અલ્પગુણીને કે દુઃખીને દુઃખી દેખી તેમને યોગ્ય સહાય કરવારૂપ **કરુણાભાવ** તથા તદ્દન કઠોર અને સુધારી ન શકાય એવા નિર્ગુણી કે દુષ્ટ જીવો તરફ પણ રાગદ્વેષ વગરની **તટસ્થતા** રાખવા તેઓ ઉપદેશે છે.

---

## ૩. લક્ષ્મી વિષે.

### લક્ષ્મીપ્રભાવ વર્ણન.

હરિસૂત રતિ રંગે, જે રમે રાત સારી,
શિવ તનય કુમારો, બ્રહ્મપુત્રી કુમારી;
હિત કરી દગ લીલા, જેહને લચ્છી જોવે,
સકળ સુખ લહે સો, સોઇ વિખ્યાત હોવે. ૫

**લખમી બળે યશોદા-નંદને વિશ્વ મોહે,**
**લખમી વિણ વિરૂપી, શંભુ ભિક્ષુ ન સોહે;**
**લખમી લહિય રાંકે, જે શિલાદિત્ય ભંજ્યો,**
**લખમી લહિય શાકે, વિક્રમે વિશ્વ રંજ્યો.** ૬

હરિ જે ઇન્દ્ર તેનો સુત-પુત્ર નામે **જયંત** અથવા હરિ જે કૃષ્ણ **વાસુદેવ** તેનો સુત-પુત્ર નામે **પ્રદ્યુમ્ન** ( બીજું નામ કામદેવ ) તે **રતિ** ( અપ્સરા જેવી રૂપવંતી સ્ત્રી ) સંગાથે બધી રાત રતિક્રીડા કરે છે. તેમ જ **શિવ** જે **મહાદેવ** તેનો તનય-પુત્ર નામે **કાર્તિકેય** અથવા **ગણપતિ** તે બ્રહ્માની પુત્રી સાથે સંયોગ પામ્યો તે લક્ષ્મીના પ્રભાવથી. ટુંકાણમાં જેના તરફ લક્ષ્મી કૃપા-કટાક્ષથી-પ્રસન્ન થઈ જુએ તે સકળ સુખસંપદા પામે.

લક્ષ્મીદેવીના બળવાન સહચારથી-સદા સહવાસથી **યશોદા-નંદન**-પુત્ર જે **કૃષ્ણ વાસુદેવ** તેના ઉપર સહુ કોઇ મોહી પડ્યા અને એ લક્ષ્મી વગરના **શંભુ-શંકર-મહાદેવ** જે વિરૂપ-રૌદ્ર-બિભત્સ રૂપને ધારતા હતા તે ભિક્ષુ-ભિખારીની જેમ કશી શોભા પામ્યા નહિ.

વળી લક્ષ્મીના પ્રભાવથી એક **રંક** નામના શેઠે **શિલાદિત્ય** જેવા નરપતિ-રાજાનો પણ પરાભવ કર્યો, તેમ જ **વિક્રમાદિત્ય** રાજાએ લક્ષ્મીની જ પ્રસન્નતાથી દુનિયાના લોકોને અનૃણ-ઋણમુક્ત કરી, સહુને રાજી રાજી કરી પોતાના નામનો સંવત્સર ચલાવ્યો.

એ પ્રમાણે પહેલા ( પાંચમા ) છંદમાં જણાવેલા દૃષ્ટાંત-

દાખલા લૌકિક શાસ્ત્રોમાંથી જાણીને કહેલા છે. તે તેમાંથી બોધ લેવાના ઉદ્દેશથી ઉપયોગી જાણી ગ્રંથકારે લીધા છે.

ગૃહસ્થાશ્રમ સારી રીતે ચલાવવા ઇચ્છનારા ગૃહસ્થોને લક્ષ્મી-ધનની ડગલે ને પગલે જરૂર પડે છે. કહો કે તેના જ આધારે તેનો સઘળો સંસારવ્યવહાર ચાલી શકે છે. પુરુષાર્થ ફોરવી, ન્યાય-નીતિ-પ્રમાણિકતા સાચવી, યથાયોગ્ય વ્યવસાય કરનારની ઉપર લક્ષ્મીદેવી પ્રસન્ન થાય છે-તેને લક્ષ્મી સ્વયમેવ વરે છે, કહો કે તેની ડોકમાં પોતે જ વરમાળ નાંખે છે.

સમર્થ શાસ્ત્રકારોએ લક્ષ્મી-ધનને પેદા કરવા તેમ જ તેને સ્થિર કરી ટકાવી રાખવાનો અકસીર ઉપાય, ન્યાય-નીતિ કે પ્રમાણિકતાથી સાવધપણે વ્યવસાય કરવારૂપ જ વખાણેલો છે. તેમ છતાં કંઈક અજ્ઞાની અને લોભીજનો તે લક્ષ્મીને અનીતિ-અન્યાયથી જ પેદા કરી લેવા મથે છે, પણ પુન્ય વગર તે પ્રાપ્ત થતી જ નથી અને કદાચ પ્રાપ્ત થઇ હોય તો તે અનીતિ-અન્યાયનું ઉપાસન કરનાર પાસે વધારે વખત ટકતી નથી. વળી જે સારાં સુકૃત્ય કરે છે તેમને લક્ષ્મીની ઇચ્છા ન હોય તો પણ તે ગમે ત્યાંથી સહેજે આવી મળે છે. અત્યારે જેમને લક્ષ્મી પ્રાપ્ત થઈ હોય તે પૂર્વે કરેલાં સુકૃત્યના પ્રભાવથી જ થઇ હોય છે પરંતુ લક્ષ્મીને પામ્યા છતાં જે મદમત્ત બની સુકૃત્ય કરતાં નથી તેમને પ્રથમ કરેલું પુન્ય ખલાસ થતાં દુર્દશા જ ભોગવવી પડે છે, તેથી સુજ્ઞ જનોએ ન્યાય-નીતિથી બને તેટલી લક્ષ્મીનું ઉપાર્જન કરી તેનો સદુપયોગ જ કરવો ઘટે છે.

કહેવાય છે કે “**ત્યાગે તેની આગે**” અને “**માગે તેથી નાસે**” એ હકીકત બહુ જ અર્થસૂચક છે. જે કોઇ મહાનુભાવ લક્ષ્મીને અસ્થિર-ચપળ સ્વભાવી અને અસાર સમજી તેની ઉપરની મમતા-મૂર્છા તજી, પરમાર્થદ્વારા તેને સારા ક્ષેત્રોમાં વિધિપૂર્વક વાવે છે તેને તેથી અનંતગુણી દ્રવ્ય અને ભાવ લક્ષ્મી અનાયાસે મળી આવે છે એ વાત ખરી છે. તેમજ જે કોઇ યોગ્યતા વગર તે લક્ષ્મીની યાચના કરે છે, વિવિધ પ્રકારના વ્યવસાય કરે છે, કાળાં ધોળા કરે છે, અને તેના માટે મરી પીટે છે તેમને તે મળતી જ નથી, એટલે તેમનાથી તે દૂર ને દૂર ભાગતી ફરે છે.

**દાન, ભોગ અને નાશ** એ લક્ષ્મીની ત્રણ ગતિ કહી છે. જે મુગ્ધ જનો કૃપણતાથી છતી લક્ષ્મીએ દાન દેતા નથી તથા તેનો રીતસર ઉપભોગ કરતા નથી તેમની તે લક્ષ્મી છેવટે નાશ જ પામે છે. અથવા તો તે કૃપણ એવા **મમ્મણ શેઠ**ની જેમ લક્ષ્મી અહીં જ અનામત મૂકી મરી જાય છે.

દાન દાનમાં પણ ફેર છે. જે દાન વિધિપૂર્વક બહુમાનથી સત્પાત્રને દેવામાં આવે છે તેનાથી **પુન્યાનુબંધી પુન્ય ઉપાર્જન** થાય છે. તેવું દાન દઇને પ્રમુદિત થવાને બદલે પાછળથી ખેદ કરનારને ફળની હાનિ થવા પામે છે; તથા અજ્ઞાનપણે કુપાત્રનું પોષણ કરવાથી અને કુવ્યસનાદિનું સેવન કરવામાં ઉડાવી દેવાથી તેનો નાશ પણ થાય છે. અજ્ઞાનભર્યા તપ-જપ-કાયકષ્ટાદિક કરવાથી પાપાનુબંધી પુન્ય ઉપાર્જન કરનારને જો કે લક્ષ્મી મળે છે, પરંતુ તેનો તે દુરુપયોગ કરીને દુર્ગતિ પામે છે.

જે સદ્ભાગી દ્રવ્ય–લક્ષ્મીનો મોહ તજી તેનો વિવેકથી સદુપયોગ જ કરે છે તે આંતર–ભાવલક્ષ્મીને પ્રાપ્ત કરી અંતે પરમપદ–મોક્ષને પામે છે.

---

## ૪. કૃપણતા ત્યાગ.

કૃપણતા દોષ તજવા અને ઉદાર દિલ કરવા હિતોપદેશ.

કણ કણ જીમ સંચે, કીટિકા ધાન્યકેરો,
મધુકર મધુ સંચે, ભોગવે કો અનેરો;
તિમ ધન કૃપિકેરો, નોપકારે દિવાયે,
ઈમ હિ વિલય જાયે, અન્યથા અન્ય ખાયે. ૭

કૃપણપણું ધરતાં, જે નવે નંદરાયા,
[૧]કનકગિરિ કરાયા, તે તિહાં અર્થ નાયા;
ઇમ મમત કરંતા, દુઃખવાસો વસીજે,
કૃપણપણું તજીને, મેઘ જયું દાન દીજે. ૮

જેમ કીડી કણ કણ સંચીને અનાજને એકઠું કરે છે, અને મધમાખ પુષ્પના પરાગ એકઠા કરી કરીને મધ બનાવે છે. **"કીડીનું સંચ્યું તેતર ખાય અને પાપીનું ધન એળે જાય."** એ ન્યાયે કૃપી–કૃપણનું ધન કોઇ સારા કામમાં વપરાતું કે દેવાતું નથી. "તેના હાથ ઉપર જમડા બેઠેલા હોય છે." જેથી "ચમડી તૂટે પણ દમડી છૂટતી નથી." આમ હોવાથી કૃપણનું ધન કાં તો જમીનમાં દાટયું જ રહે છે, અથવા કોઇ નશીબદાર તેનો ભોગવટો કરે છે, અથવા તો એના પુન્યનો

---

૧ સોનાની ડુંગરીઓ.

ક્ષય થયે તે ધન પગ કરી નાશી જાય છે. પછી કહેવાય છે કે–" આવ્યો હતો બાંધી મુઠે અને જાય છે ખાલી હાથે." શ્રીમાન્ છતાં કૃપણ લોકો લક્ષ્મીની ચપળતાનો કંઇક વિચાર કરી તેનો સારે ઠેકાણે ઉપયોગ કરી લેવા ધારે તો તેથી તેઓ અપાર લાભ મેળવી શકે. કોઇ સદ્ગુરુ નિઃસ્પૃહી મહાત્માના અનુગ્રહથી કદાચ એવી સદ્બુદ્ધિ જાગે તો કેટલું બધું સ્વ-પરહિત થઇ શકે? કરકસરના નિયમોને દ્રઢપણે પાળનાર ઉપર કોઇ કોઇ વખતે કૃપણતાનો આરોપ લોકો ઠોકી બેસાડે છે, પણ તે વ્યાજબી નથી, ખરી રીતે તો આવા જ માણસો વધારે ડાહ્યા અને દીર્ઘદર્શી હોવાથી તે પોતાના ઉપાર્જિત દ્રવ્યનો ખરી તકે સદુપયોગ કરવા ચૂકતા નથી. કૃપણ અને કરકસરથી કામ કરનારમાં આવો મહાન્ અંતર છે. કૃપણ દ્રવ્ય ઉપર ખોટી મમતા રાખી તેનો સંચય કરવામાં જ સાર સમજે છે, જ્યારે કરકસરના નિયમોને સમજનાર સુજ્ઞ જનો સંચિત ધનનો સારામાં સારો ઉપયોગ કરવામાં સાર સમજે છે.

કૃપણપણાથી નવ **નંદ** રાજાઓએ સોનાના ડુંગર કરાવ્યા હતા, તે કંઇ તેમના કામમાં આવ્યા ન હતા. દેવતાઓએ તે અપહરી લીધા હતા, અને ઊલટા મમતાવડે તે ઘણાં દુઃખ પામ્યા હતા એમ સમજીને કૃપણતા દોષને તજી ઉદાર દિલથી મેઘની પેઠે દાન દઇ લોકનું દારિદ્રય દૂર કરી પ્રાપ્ત થયેલ લક્ષ્મીનો અને સ્વજન્મનો લાહો લઇ લેવો યુક્ત છે.



## ૫. પારકી આશા

સ્પૃહા યા યાચના નહી કરવા હિતોપદેશ.

નિરમળ ગુણ રાજી[1], ત્યાં લગે લોક રાજી,
તબ લગ કહે જી જી, ત્યાં લગે પ્રીતિ ઝાઝી;
સુજન જન સનેહી, ત્યાં લગે મિત્ર તેહી,
મુખથકી ન કહીજે, જ્યાં લગે દેહિ દેહિ. ૯

જઈ વડપણ વાંછે, માગજે તો ન કાંઈ,
[2]લહુપણ જિણે હોવે, કેમ કિજે તિ કાંઈ;
જિમ લઘુ થઇ શોભે, વીરથી દાન દીધું,
હરિ બળિનૃપ આગે, વામના રૂપ લીધું. ૧૦

જ્યાંસુધી જીવ લોભ–લાલચને વશ થઇ, નિજ માન ( Self Respect ) મૂકી 'મને આપો, મને આપો'એવાં દીન વચન મુખથી ઉચ્ચારતો નથી ત્યાં સુધી જ તેનામાં રહેલો કાંઇક નિર્મળ પ્રભાવ સામા ઉપર પડે છે, ત્યાંસુધી જ તેના ઉપર લોકો રાજી રાજી રહે છે–પ્રીદા થઇ જાય છે, ત્યાં સુધી જ સહુ તેને 'જી–જી' એવાં આવકારભરેલાં વચનથી બોલાવે છે, ત્યાં સુધી જ લોકો તેના ઉપર વધારે પ્રીતિ રાખે છે અને ત્યાં સુધી જ સ્વજન, સ્નેહી અને મિત્ર માન–સન્માન કરવા સન્મુખ થાય છે.

શાસ્ત્રકાર કહે છે કે જો તું વડાઇ–મોટાઈ–ગુરુતા–પ્રભુતા ચાહતો હોય તો કદાપિ કોઈની પાસે દીનતા દાખવી કંઇ દ્રવ્ય-

---

૧ ગુણની શ્રેણિ. ૨ હલકાપણું.

યાચના કરીશ નહિ. જેનાથી ઊલટી લઘુતા–હલકાઈ થાય તેવી દીનતા–યાચના શા માટે કરવી જોઈએ? યાચના કરનારને લોક તૃણથી પણ હલકો લેખે છે, તેથી ગમે તે રીતે નિજ જીવનનિર્વાહ કરી લેવો, પણ નજીવી બાબતમાં પારકી યાચના કરી હલકા પડવું ઉચિત નથી.

આપણા જીવનવ્યવહારમાં આવા અનેક પ્રસંગો આવી પડે છે, પણ જે આત્મબળ–જાતમહેનત ( Self-Help ) ઉપર જ દૃઢ આધાર રાખી, બીજા ઉપર આધાર નહિ રાખતાં સ્વજીવન નિર્વાહ કરી લે છે તે પોતાની આબરૂ ( Self-Respect ) સાચવી સારું નામ કાઢે છે.

આ વાત પરપૌદ્‌ગલિક વસ્તુની ચાહનાને અંગે કહેવામાં આવી છે. તેવી તુચ્છ આશા–તૃષ્ણાનો અનાદર કરી જો આત્માના સ્વાભાવિક ગુણની જ ચાહના થાય, જ્ઞાન દર્શન અને ચારિત્રાદિક નિજ ગુણપ્રાપ્તિની જ પ્રબળ ઇચ્છા થાય તો તેવા આત્મગુણો માટે જ સંત મહાશયોની પાસે દીનતા( નમ્રતા )પૂર્વક તે તે ગુણોની ઓળખાણ કરાય–સમજ મેળવાય–તેની જ દૃઢ પ્રતીતિ–શ્રદ્ધા કરાય અને અન્ય મોહજાળ મૂકી તેમાં જ એકનિષ્ઠ થવાય એ તો અત્યંત હિતકારક છે, કેમકે એથી અનુક્રમે સ્વાભાવિક પૂર્ણ પ્રભુતા પામી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવાય છે.



## ૬. સદુપાયથી દ્રવ્યપ્રાપ્તિ.

સદુપાયવડે નિર્ધનતા દૂર કરી સદ્દ્રવ્ય પ્રાપ્ત કરી લેવા હિતોપદેશ.

ધન વિણ નિજ બંધુ, તેહને દૂર છંડે,
ધન વિણ ગૃહભાર્યા, ભર્તૃસેવા ન મંડે;
નિરજળ સર જેવો, દેહ નિર્જીવ જેવો,
નિરધન તૃણ જેવો, લોકમાં તે ગણેવો. ૧૧

સરવર જિમ સોહે, નીરપૂરે ભરાયો,
ધન કરી નર સોહે, તેમ [૧]નીતે ઉપાયો;
ધન કરિય સુહંતો, [૨]માઘ જે જાણ હુંતો,
ધન વિણ પગ સૂજી, તેહ દીઠો મરંતો. ૧૨

દ્રવ્યપ્રાપ્તિ વગર નિર્ધન માણસને કોઈ આવકાર આપતું નથી. બંધુ-સહોદર પણ તેનો સંગ-પ્રસંગ રાખતા નથી-તેનાથી અળગા થઈ રહે છે અને ઘરની ભાર્યા ( ગૃહિણી ) પણ ભાવથી તેની સેવા-ચાકરી કરતી નથી, તો પછી પુત્ર-પરિવારનું તો કહેવું જ શું ? ધન-સંપત્તિ વગરનો નિર્ધન માણસ જળ વગરના સૂકા સર-સરોવર જેવો, જીવ વગરની નિર્માલ્ય કાયા જેવો અને અહીંતહીં અથડાતા અસાર તણખલા જેવો જગતમાં હલકો દેખાય છે-ગણાય છે.

જેમ નિર્મળ જળસમૂહથી સરોવર શોભે છે, તેમ મનુષ્ય પણ ન્યાય, નીતિ અને પ્રમાણિકપણાથી ઉપાર્જિત કરેલી લક્ષ્મી-વડે શોભા પામે છે. જેમ સુંદર શાખા, પત્ર, પુષ્પ અને ફળ-

---

૧ નીતિએ ઉપાર્જન કરેલ. ૨ માઘપંડિત દાતા હતો.

વડે વૃક્ષ શોભે છે, તેમ સુંદર નીતિથી ઉપાર્જન કરેલા દ્રવ્ય-વડે મનુષ્ય ઘણી શોભા પામે છે; પણ જેમ જળ વગરનું સરોવર, પત્ર પુષ્પાદિક વગરનું વૃક્ષ, તિલક વગરનું કપાળ, ન્યાય વગરનું રાજ્ય અને શીલ વગરની યુવતી–સ્ત્રી શોભતા નથી, તેમ દ્રવ્ય વગર ગૃહસ્થ શોભા પામતો નથી. માઘ જેવા મહાન્ પંડિત કવિઓ પણ દ્રવ્ય વગર છેવટે ટળવળંતા મર્યા છે, તેથી સદ્‌ગૃહસ્થે ભવિષ્યનો વિચાર કરી સારા માર્ગે દ્રવ્ય ઉપાર્જન કરી રાખવું ઉચિત છે. પોતાની આબરૂ છેવટ સુધી સાચવી રાખી સંસારમાં સુખી થવાનો એ જ સારો રસ્તો છે.

સદ્‌ઉપાય સેવન કરતા છતાં પૂર્વકૃત અંતરાય કર્મના ઉદયથી દ્રવ્ય–પ્રાપ્તિ ન થાય અથવા અલ્પ થાય તો તે શોચવા યોગ્ય નથી. ભાગ્યમાં હોય તેટલું જ દ્રવ્ય ઉદ્યમ કરતાં સાંપડે છે, તો પછી નીતિનો માર્ગ તજી શા માટે અનીતિનો માર્ગ લેવો જોઇએ ? અનીતિનું દ્રવ્ય લાંબો કાળ ટકતું પણ નથી અને સુખે ખવાતું કે સન્માર્ગે વપરાતું પણ નથી, ઊલટી બુદ્ધિ બગાડી તે ઉન્માર્ગે દોરી જઈ જીવને દુઃખી કરી મૂકે છે. કોઇ પ્રકારનાં કુવ્યસન ( પરસ્ત્રી–વેશ્યાગમનાદિ ) સેવવા એ પણ દ્રવ્યહાનિવડે શીઘ્ર નિર્ધનતા પેદા કરવાના જ ઉપાય છે, એમ સમજી જલ્દી એથી અલગા થઈ જવું.



# ૭. રાજસેવા

## રાજસેવા વર્ણન–અધિકાર.

સજ્જનશું હિત કીજે, દુર્જના શીખ દીજે,
જગ જન વશ કીજે, ચિત્ત વાંછા વરીજે;
નિજ ગુણ પ્રગટીજે, વિશ્વના કાર્ય કીજે,
પ્રભુ સમ વિચરીજે, જો પ્રભુ સેવ કીજે. ૧૩

ભગતિ કરી વડાની, સેવ કીજે જિ કાંઈ,
અધિક ફળ ન આપે, કર્મથી તે તિ કાંઈ;
જળધિ તરીય લંકા, સીત સંદેશ લાવે,
હનુમંત કરમે તે, રામ કચ્છોટ પાવે. ૧૪

જો તથાપ્રકારની યોગ્યતા પ્રાપ્ત કરીને કોઇ સમર્થ રાજા–મહારાજા કે સ્વામીની સેવા કરી તેની પ્રસન્નતા મેળવી શકાય તો પોતાની બુદ્ધિ–શક્તિથી પોતે પણ પોતાના સ્વામીની જેમ સ્વતંત્રપણે ધાર્યાં કામ કરી શકે. તે ધારે તો અનેક સજ્જનોનું હિત કરી શકે છે, દુર્જનોને દંડ–શિક્ષા આપી શકે છે, સહુને નિજ વશ વર્તાવી શકે છે અને મનોવાંછના પૂરી શકે છે. પોતાની શક્તિ ખીલવી શકે છે, તથા કંઇક પરોપકારના કામ કરી શકે છે. ગમે તેટલા આદરથી, ગમે એવા સમર્થની સેવા કરવામાં આવે તો પણ પોતાના નશીબમાં હોય એથી અધિક કશું તે આપી શકે નહિ અને પોતે મેળવી શકે નહિ. જુઓ ! હનુમાનજી સમુદ્ર તરીને લંકામાં જઇ સીતા સતીનો સંદેશો લઇ રામચંદ્રજી પાસે આવ્યા ત્યારે તે બક્ષીસ (ઇનામ) તરીકે રામચંદ્રજી પાસેથી સ્નાન કરતી

વખતે પહેરવાનો કચ્છોટ જ પામ્યા હતા ( પણ તેને હનુમાને મહાલાભરૂપ માન્યો હતો; માન–હાનિરૂપ માન્યો ન હતો. )

માણસો અનેક પ્રકારના મનોરથો કરે કે ન કરે પણ પુન્ય વગર કે પુરુષાર્થ કર્યા વગર તે મનોરથો પૂરા થઇ શકતા નથી. ઘણી વાર ઘણાએક પ્રસંગમાં તો મનની હોંશ મનમાં જ રહી જાય છે. જો હોંશ પૂરી કરવી જ હોય તો તેને યોગ્ય પ્રયત્ન કરવો જ જોઇએ. પોતાની શક્તિ ખીલવવા જરૂરી સાધનનો ઉપયોગ કરવો ઘટે તો તે કરવો જોઇએ. જેમણે આગલા જન્મમાં સુકૃત્ય કર્યાં હોય છે તેમને તેમની શુભ કૃત્યથી કે પુન્યના પ્રભાવથી એવી સ્થિતિ સ્હેજે પ્રાપ્ત થાય છે કે તે પોતાની બધી હોંશો પૂરી કરી શકે છે. મોટું ઐશ્વર્ય, વિશાળબુદ્ધિ, લોકપ્રિયતા, કાર્યદક્ષતા અને પરોપકારવૃત્તિ વિગેરેની પ્રાપ્તિ સારા પુન્ય વગર થઇ શકતી નથી. પૂર્વ જન્મમાં શુદ્ધ ભાવથી અલ્પ પણ દાનાદિક કરણી કરી હોય છે તો તેના પ્રભાવથી અન્ય જન્મમાં જીવ એવી વિશાળ સામગ્રી પામી શકે છે કે તે શુભ સામગ્રી સાથે સુબુદ્ધિના યોગે ધારે તેટલાં સારાં કામ કરી શકે છે. શાલિભદ્ર જેવા વિશાળ ભોગવિલાસ, અભયકુમાર જેવી વિશાળ બુદ્ધિ અને ચક્રવર્ત્તી જેવું સામ્રાજ્ય પામી જો તેની સાથે સદ્બુદ્ધિનો ઉત્તમ યોગ થયો હોય તો બાકી શું રહે ? આ લોકમાં પ્રાપ્ત થયેલ સુખ સંતોષથી ભોગવી, સ્વપરહિત કરવા સાથે જે ઉલટભર્યો પ્રયાસ કર્યો હોય છે તેથી જ ભવાન્તરમાં તે સુખી થાય છે. દુ:ખ એ આપણે જ કરેલી ભૂલની શિક્ષારૂપ છે અને તે આપણને જાગ્રત કરવા–સતેજ બનાવવા માટે જરૂરનું પણ છે. દુ:ખમાં ઘણે ભાગે આપણું ભાન ઠેકાણે આવે છે; પરંતુ

સુખમાં અને દુઃખમાં જેમને સરખી જાગૃતિ રહી શકે છે તેમની તો બલિહારી જ છે. તેમનો વૈરાગ્ય ઉત્કૃષ્ટ છે. જો સેવા કરો તો એવા શાણા અને ઉદાર સ્વામીની કરો કે જે તમારી ખરી સેવાની યથાર્થ કદર કરી તમને નિવાજી શકે. બેકદર સ્વામીની સેવા કરવાથી હિત થવું મુશ્કેલ છે. જેના પ્રસાદથી રાજા, મહારાજાદિક ઊંચી પદવી પ્રાપ્ત કરી શકાય છે **તે ધર્મ-મહારાજાની જ સેવા જો શુદ્ધ નિષ્ઠાથી કરી શકાય તો પછી બીજા કોઇની સેવા કરવાની કયારેય જરૂર રહે નહિ.** એક ધર્મકળા જ પ્રાપ્ત કરી શકાય તો બીજી બધી કળા સહેજે પ્રાપ્ત થઇ શકે.

---

## ૮. દુર્જનતા.

### ખળતા—દુર્જનતા વર્ણન.

રસ વિરસ ભજે જયું, અંબ નિંબ પ્રસંગે,<br>
ખળ મિલણ હુવે જયું, અંતરંગ પ્રભંગે;<br>
સુણ સુણ સસનેહી, જાણી લે રીતિ જેહી,<br>
ખળ જન નિસનેહી, તેહશું પ્રીતિ કેહી. ૧૫

મગર જળ વસંતો, તે કપિરાય દીઠો,<br>
મધુર ફળ ચખાવી, તે કર્યો મિત્ર મીઠો;<br>
કપિ કલિજ ભખેવા, મત્સ્ય ખેલિ ખલાઈ,<br>
જળમહીં કપિ બુદ્ધિ, છાંડી દે તે ભલાઈ. ૧૬

જેમ કડવા લીંબડાના પ્રસંગથી આંબો પોતાનો સ્વાભાવિક રસ તજી, વિરસતા–કટુકતાને પામે છે તેમ સારો માણસ ખળ–દુર્જનના પ્રસંગથી બગડી ખળતા–દુર્જનતાને ધારણ કરી લે છે. અહો અહો પ્રેમી સજ્જનો ! એ વાત દિલમાં ચોક્કસ કરી રાખો કે ખળ લોકો કેવળ સ્વાર્થાંધ અને

પ્રેમશૂન્ય હોય છે. તેમની સંગાતે પ્રીતિ કરવી નકામી છે; એટલું જ નહીં પણ વખતે તે ભારે અનર્થકારક પણ થાય છે. એ વાતનું સમર્થન કરવા અત્રે એક કથાનક કહે છે.—

જળમાં વસનારા એક મગરમચ્છને એકદા એક વાનરે દીઠો અને તેને મીઠાં સ્વાદિષ્ટ ફળ ચખાડીને પોતાનો મનમાન્યો મિત્ર બનાવ્યો. પરિણામ એ આવ્યું કે તે વાનરનું જ કાળજું ખાવા મગરે બાજી રચી તેને ફસાવ્યો; પરંતુ પછીથી ખરી હકીકત જણાતાં વાનર તેમાંથી બચી ગયો.

પેલો મગર કોઈ વખત થોડાં મધુરાં ફળ પોતાની સ્ત્રી ( મગરી ) પાસે લઇ ગયો અને તેને બધી હકીકત કહી દીધી; એટલે મગરીએ કહ્યું કે ' હમેશાં આવાં મીઠાં ફળ ખાનારા વાનરનું કાળજું કેવું મીઠું હશે ? મારે તો એ વાનરનું કાળજું જ ખાવા જોઈએ. ગમે તેવી ચતુરાઈ કરીને મને તેનું કાળજું ખાવા આપો. ' મગરે તેને બહુ બહુ સમજાવી પણ તે બીજી કોઇ રીતે સમજી નહિ, ત્યારે મગરે વાનર પાસે વખતસર આવી, પ્રપંચ રચી, તેને આડુંઅવળું સમજાવી પોતાની સ્ત્રી મગરીનું મન મનાવવા વાનરને પોતાની પીઠ ઉપર બેસાડીને જળમાં તરતો ચાલ્યો. માર્ગમાં ખરી હકીકત મગરે જણાવી દીધી, તેથી બુદ્ધિબળથી વાનરે કહ્યું કે ' ભલા મિત્ર ! એ વાત પહેલી કહેવી હતી ને. મારું કાળજું તો હું સાથે લાવ્યો નથી, પણ સામેના ઝાડ પર લટકે છે, ' તેથી મગરે કાળજું લાવવા પાછો કાંઠે મૂકયો એટલે યુક્તિથી તે વાનર બચી ગયો.

આંબાના અને લીંબડાના મૂળ સાથે મળ્યાં હોય તો તે નીંબના પ્રસંગથી આંબો વિણસી જાય છે; એટલે લીંબડાની

જેમ કડવો બને છે. અર્થાત્ આંબામાં કડવાશ આવી જાય છે, એટલે તેનો સ્વાભાવિક મીઠો રસ નષ્ટ થઇ જાય છે–તેમાંથી મીઠાશ જતી રહે છે. પરંતુ લીંબડાને આંબાની અસર થતી નથી. જડ જેવા લેખાતા આ વૃક્ષોમાં પણ નબળી સોબતથી આવું વિપરીત પરિણામ પ્રગટપણે આવતું જણાય છે, તો પછી જેનામાં અનેક દુર્ગુણો પ્રગટપણે દેખાતા હોય એવા નબળાં(દુર્જનો)નો વારંવાર સંગ–પ્રસંગ કરવાથી સારાં( સજ્જનો )ને પણ અનિષ્ટ પરિણામ આવે એમાં આશ્ચર્ય શું ? હીણાની સોબતથી હીણું જ પરિણામ આવે. “ **જેવી સોબત તેવી અસર** ” એ કહેવત અત્રે લાગુ પડે છે. જે ભાવુક હોય તેને ગુણ–દોષની અસર અવશ્ય થાય છે. આપણે જો દોષથી બચવું જ હોય તો તેવી નબળી સોબતથી સદંતર દૂર જ રહેવું. તેમ જ આપણા ગુણની રક્ષા તથા પુષ્ટિ કરવા માટે આપણે આપણા નિષ્કારણ બંધુ સમાન ઉપ-કારી સંત–સુસાધુજનોની સેવા–ઉપાસના જરૂર કરવી. દુર્જન–ખળ લોકો કોઇના મિત્ર ન હોય અને જો હોય તો તે સ્વાર્થ-પૂરતા જ હોય, તેથી તેમની મિત્રતાથી કદાપિ હિત સંભવે જ નહિ સજ્જનોની મિત્રતા જ ખરી છે કે જે પરિણામે હિતરૂપ જ હોય છે. ગમે તેટલી કસોટી કરી જુઓ પણ સજ્જન પોતાની સજ્જનતા ન જ છોડે ત્યારે દુર્જન પોતાની દુર્જનતા જ દાખવે છે. જેમ ફણીધરનાં માથા ઉપર રહેલા મણિમાં ફણીધરનું વિષ સંક્રમી શકતું નથી, તે તો ઊલટું વિષ વિકારને ટાળી શકે છે, તેમ પરિપકવ જ્ઞાન( અનુભવ )દશાવાળાને તેવા દુર્જનોનો પાશ લાગતો નથી, કેમકે તે તો ઊલટા દુર્જનોના રાગદ્વેષાદિક વિકારને દૂર કરે છે, પરંતુ કાચાપોચાઓએ તો

નબળી સોબતથી સદા ય ચેતતા રહેવાની જરૂર છે; કેમકે તેમને તેનો ચેપ જલદી લાગી શકે છે અને પરંપરાએ તે વધતો જાય છે, એમ સમજી આપણે તો દુર્જનોથી અધિક ચેતતા રહેવું.

---

## ૯. અવિશ્વાસ

**વિશ્વાસઘાત નહિ કરવા તેમજ દરેકનો વિશ્વાસ નહિ કરવા હિતોપદેશ.**

( ઉપજાતિ વૃત્ત )

વિશ્વાસી સાથે ન છળે રમીજે,
ન વૈરી વિશ્વાસ કદાપિ કીજે;
જો ચિત્ત એ ધીરગુણે ધરીજે,
તો લચ્છી લીલા જગમાં વરીજે. ૧૭

( ઇન્દ્રવજ્રા વૃત્ત )

ચાણાક્યે જ્યું નિજ કાજ સાર્યો,
જે રાજભાગી નૃપ તેહ માર્યો;
જો ઘુઅડે કાગ વિશ્વાસ કીધો,
તો વાયસે ઘૂકને દાહ કીધો. ૧૮

સહજ સ્વભાવથી કે ધર્મબુદ્ધિથી જે આપણા ઉપર શ્રદ્ધા–વિશ્વાસ રાખી રહ્યા હોય, આપણે તેનું કદાપિ અહિત કરીએ કે તેને અહિત માર્ગે દોરીએ એવું જે સ્વપ્નમાં પણ સમજતા ન હોય અર્થાત્ જેને આપણા સંબંધી કશો ગેરવિશ્વાસ ન જ હોય તેવા ભોળા–ભદ્રિક શ્રદ્ધાવંત વિશ્વાસુને કદાપિ છેતરવાનો–દગો દેવાનો સ્વપ્નમાં પણ વિચાર કરવો નહિ; કેમકે વિશ્વાસઘાત કરવા જેવું એકે ઉગ્ર પાપ નથી. જે બીજા કોઇનો વિશ્વાસ કરતા ન હોય તે પણ ધર્મ કે

ધર્મીજનોનો તો વિશ્વાસ કરે છે. તેવા શ્રદ્ધાળુ જનોને છેતરવા, ભ્રષ્ટ કરવા, તેમને ઊંધે રસ્તે દોરવા અને તેમનું અહિત કરવું એ ધર્મના બ્હાને ચોખ્ખી ઠગાઇ કે વિશ્વાસઘાત જ કહેવાય. એવું પાપી અને હીચકારું કાર્ય કદાપિ કરવું નહીં. તેમ જ જે સદા ય છળ તાકીને જ રહેતા હોય અને તેવી તક મળતાં જ છેતરપિંડી કરવા ચૂકતા ન હોય એવા બન્ને પ્રકારના (બાહ્ય અને અભ્યંતર) શત્રુઓનો શાણા માણસોએ કદાપિ વિશ્વાસ કરવો નહિ. મન, વચન કે કાયાથી અહિત જ કરનાર, કરાવનાર તથા અનુમોદનાર બાહ્ય શત્રુ લેખાય છે, જ્યારે કામ, ક્રોધ, મોહ, મદ, લોભ અને હર્ષાદિક આંતર શત્રુ કહેવાય છે. તેમનો વિશ્વાસ કદાપિ કરવો નહિ અર્થાત્ તેમનાથી સદા ય ચેતતા–જાગૃત–સાવધાન જ રહેવું. તેમાં કદાપિ ગફલત કરવી નહિ. વળી "**બૃહસ્પતિરવિશ્વાસઃ—**" બૃહસ્પતિ કહે છે કે કોઇનો વિશ્વાસ કરવો નહિ. તેનો આશય એવો લાગે છે કે કોઇના વિશ્વાસ ઉપર થોભી ન રહેવું. સ્વાશ્રયી બનવું. પરની આશા રાખી બેસી રહેવું નહિં. બને તેટલું બધું કામ જાતમહેનતથી જ કરવું. દરેક કાર્યમાં બને તેટલી જાતિદેખરેખ રાખવી, જેથી કામ બગડે નહિ પણ ધાર્યા પ્રમાણે બને અને બીજા ઉપર વિશ્વાસ રાખી રહેવાથી કોઇ વખત પસ્તાવાનો વખત આવે છે તે આવે નહિ.[1] વળી સતત અભ્યાસથી કાર્યદક્ષતા આવે છે, આત્મશ્રદ્ધા દૃઢ થાય છે અને વીર્યોલ્લાસ વધતો જાય છે. મોજશોખમાં પડી જો જોખમદાર કામ બીજાને સુપ્રત કરી દેવામાં આવે છે તો વખત જતાં બહુ નુકશાનીમાં ઉતરી જવું પડે છે, અને લાંબો વખત સોસવું

---

૧ આ કલ્પના બરાબર નથી. નીતિશાસ્ત્રના સાર તરીકે બૃહસ્પતિ નામના પંડિતે તો કોઇનો પણ વિશ્વાસ ન કરવાનું જ કહ્યું છે.

પડે છે. "સગા બાપનો પણ વિશ્વાસ કરવો નહિ." એ આવા આશયથી કહેવાયું લાગે છે, બાકી તો માતાપિતાદિક વડીલ જનોનો, વિદ્યાગુરુનો તથા ધર્મગુરુ વગેરે ઉપકારી અને ગુણીજનોનો યથાયોગ્ય વિશ્વાસ કરવો જ પડે છે, અને કરવો જ જોઈએ. જો સ્થિર ચિત્તથી ધીરજ રાખવામાં આવે, નૈતિક ગુણોનું પાલન કરવામાં આવે, નૈતિક હિંમત હારવામાં ન આવે, સર્વ વાતે સાવધાનપણું સાચવવામાં આવે, ઉક્ત નીતિવચનોનો પ્રમાદથી ભંગ કરવામાં ન આવે તો જગતમાં મનમાની લક્ષ્મી સુખે પામી શકાય છે. જેમ મહેલ ઉપર ચઢનારને કંઈ પણ દૃઢ આલંબન ગ્રહણ કરી રાખવાની જરૂર પડે છે તેથી સાવધાનપણે ઊંચે ચઢનાર સહીસલામત ચઢી શકે છે, પરંતુ તેમાં જો તે ગફલત કરે છે તો નીચે પટકાઇ પડે છે, પછી તેને ઊંચે ચઢવું કઠણ થઇ પડે છે, તેમ અહીંયા પણ યથાયોગ્ય સમજી લેવું. એટલે કે પોતાની ઉન્નતિ ઇચ્છનારે સર્વ વાતે સાવધાન રહેવું જોઈએ. સર્વમાન્ય નીતિના માર્ગનું અતિક્રમણ (ઉલ્લંઘન) ન જ કરવું જોઈએ. તો જ તેની ઉન્નતિ સધાઇ શકે છે. અન્યથા ઉન્નતિને બદલે અવનતિ જ થવા પામે છે. આ વાત ધર્મ-કર્મ બન્નેમાં લાગુ પડે છે. સરલ વ્યવહારી બનવું, સરલની સંગતે સરલતાથી જ વર્તવું; તેની સાથે શઠતા ભૂલેચૂકે પણ કરવી નહિ. "**शठं प्रति शाठ्यं कुर्यात्**"- આ વાક્યને અનુસરીને શઠ-માયાવી પ્રત્યે પ્રસંગ પડતાં શઠતા-માયા કરવી પડે તો જુદી વાત. તેનો હેતુ પણ એવો હોય કે તે આપણી આંખમાં ધૂળ નાંખી ચાલ્યો ન જાય તેટલા પૂરતી સાવધાનતા રાખવી. ગમે તે રીતે સુધારી શકાય એમ હોય તો તેને સુધારવાનો પ્રયાસ કરવારૂપ દયા દિલમાં રાખવી, કશો

ઉપાય ન જ ચાલે ત્યારે જ તેની ઉપેક્ષા કરવી. ગમે તેવા અપરાધીનું પણ અંતરથી અહિત કરવાની બુદ્ધિ તો દયાળુ દિલને નહિ જ જોઈએ. જે જે દુર્ગુણને લઈને અનેક જીવો અપરાધી ઠરે છે તે દુર્ગુણોને જ દૂર કરવા દૃઢ પ્રયત્ન કરવો એ જ ઉત્તમ નીતિવંતનું ખાસ કર્તવ્ય છે, અને એવાં સદાચરણથી જ મોક્ષ પર્યન્તની અક્ષય લક્ષ્મીલીલા અનાયાસે પ્રાપ્ત થઈ શકે છે. આ વાત જેને વિવેકદૃષ્ટિ જાગી હોય તે જ સમજીને આદરી શકે છે; બાકી તો લોભાંધપણે ચાણાક્યે ખરા રાજ્યના હકદાર રાજા પર્વતને મારી પોતાનો સ્વાર્થ સાધ્યો તેમ બને છે. તુચ્છ સ્વાર્થ સાધવા આવી હત્યા કરવી એ બહાદુરીનું કામ ન કહેવાય. ખરું છે કે લોભાંધનો વિશ્વાસ કરવો તે હિતકર ન જ થાય. એક ઘુઅડે પ્રપંચી કાગડાઓનો ભોળપણથી વિશ્વાસ કર્યો હતો, જેથી બધા કાગડાઓએ મળીને યુક્તિથી તેનો અને બીજા કંઈક ઘુઅડોનો ઘાણ કાઢ્યો હતો. તેમ ન થાય એવી સાવધાનતા તો અવશ્ય રાખવી જ જોઇએ. ઉક્ત ભોળા ઘુઅડની પેઠે જે સમયોચિત સાવધાનતા રાખતા નથી, સ્વકર્તવ્ય કર્મમાં પ્રમાદ કે શિથિલતા કરે છે તેમના પણ તેવા હાલ થાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. જ્યારે સ્વહિત સાચવવામાં અસાવધાન યા બેફીકર રહેવાથી કોઇને હાનિ થવા પામે છે ત્યારે તેની ટીકા કરતાં કંઈકને આવડે છે ને "**પરોપદેશે પાંડિત્યં**" —બીજાને ઉપદેશ દેવા શૂરાપૂરા થઇ જાય છે, પણ જ્યારે એ જ ઉપદેશ પોતાની જાતને આપવાની જરૂર પડે છે ત્યારે તે કેવળ આળસુ–પ્રમાદી બને છે એ જ ખેદની વાત છે. એક સમર્થ વિદ્વાન્ ગ્રંથકાર પવિત્ર બોધવાક્યરૂપે જણાવે છે કે "અન્યને શિખામણ દેવામાં જ વિચક્ષણતા–ડહાપણ બતાવનારા

લોકોને મનુષ્યની પંક્તિમાં કોણ લેખે છે ? જેઓ પોતાની જાતને જ ખરી શિખામણ દઇ જાણે છે તેમને જ અમે મનુષ્યની ગણત્રીમાં ગણીએ છીએ " અર્થાત્ તેમને જ ખરેખરા મનુષ્યની પંક્તિમાં લેખવા યોગ્ય છે કે જેઓ પોતાની જાતને જ ખરી હિતશિક્ષાથી જાગૃત રાખતા રહે છે. દોષગ્રાહી નહિ થતાં ગુણગ્રાહી થવું જ હિતકારી છે. તેમ છતાં અનાદિ મિથ્યાત્વયોગે જીવ દોષ તરફ જ વધારે ઢળી જાય છે અને ગુણ–ગુણીની બહુધા તે ઉપેક્ષા જ કરતો રહે છે, જેથી બાપડા જીવનું હિત થઇ શકતું નથી. ભાગ્યયોગે ગુરુકૃપાથી શેમાં સ્વહિત રહેલું છે તે યથાર્થ સમજી કે સમજવાનો ખપ કરી, તેમાં બરાબર શ્રદ્ધા–પ્રતીતિ રાખી, તે પ્રમાણે આચરણ કરવા જીવ સાવધાન બને તો ઉભય લોકની લક્ષ્મીલીલા તેને સહેજે આવી મળે અને તે અનેક જીવોનું હિત પણ કરી શકે.

---

## ૧૦. મિત્રતા.

### મૈત્રી ( મિત્રતા ) વર્ણન અધિકાર.

( માલિની વૃત્ત )

કરી કનક સરીસી, સાધુ મૈત્રી સદાઇ,
ઘસી કસી તપ વેધે, જાસ વાણી સવાઈ;
અહવ કરહી મૈત્રી, ચંદ્રમા સિંધુ જેહી,
ઘટ ઘટ વધ વાધે, સારિખા બે સનેહી. ૧૯

ઇહ સહજ સનેહે, જે વધે મિત્રતાઈ,
રવિપરિ ન ચળે તે, કંજ જ્યું બંધુતાઈ;
હરિ હળધર મૈત્રી, કૃષ્ણને જે છમાસે,
હળધર નિજખંધે, લૈ ફર્યા જીવ આશે. ૨૦

અહો ભવ્યાત્માઓ! મિત્રતાઇ કરવી તો શુદ્ધ સુવર્ણ જેવા નિર્દોષ સાધુ-સજ્જન સંગાતે જ કરવી, કેમકે જેમ સોનાને કસોટીએ ચઢાવવામાં આવે ત્યારે જ તેની ખરી કિંમત થાય છે અને તેને સખ્ત અગ્નિનો તાપ આપવાથી મળની શુદ્ધિ થતાં તેનો વાન ઊલટો વધે છે, એટલે તેની કિંમત પણ વધે છે; તેમ ખરા મિત્રની પરીક્ષા કે કિંમત પણ કષ્ટ કે આપદા પડતાં જ થઈ શકે છે. તેવા પ્રસંગે ખરો મિત્ર જુદાઇ બતાવતો નથી, એટલું જ નહિ પણ પ્રસન્ન ચિત્તથી-ઉદાર દિલથી બનતી બધી સહાય કરવા તત્પર રહે છે અને પોતાની ફરજ બરાબર બજાવે છે. ખરો મિત્ર સુખમાં અને દુ:ખમાં સમભાગી બને છે. અથવા ચંદ્રમા અને સાગર જેવી ગાઢ પ્રેમભરી મૈત્રી કરવી. જેમ પૂર્ણ ચન્દ્રકળાના યોગે સમુદ્રની વેળ (ભરતી) વધે છે અને તેની શોભામાં પણ વધારો થાય છે, તેમ સંત-સુસાધુજન સંગાતે મૈત્રી કરવાથી સુયોગ્ય જીવમાં ગુણનો પુષ્કળ વધારો થવા પામે છે, એટલું જ નહિ પણ તેથી તેની પ્રતિષ્ઠા પણ સારી વધવા પામે છે.

જે શુદ્ધ નિષ્ઠાથી (સાફ અંતઃકરણથી) મિત્રતા બાંધે છે તે ચળતી કે વિછડતી નથી, અર્થાત્ તે કાયમ નભે છે. જેવી પ્રીતિ પંકજ અને સૂર્ય વચ્ચે છે. સૂર્યનો ઉદય થતાં જ પંકજ-કમળ વિકસે છે-ખીલે છે અને સૂર્યાસ્ત થતાં પાછું કમળ સંકોચાઇ જાય છે, તેવી પ્રીતિ સજ્જનો વચ્ચે હોય છે. તે એક બીજાનો ઉદય ઉન્નતિ થતાં વિકસિત-પ્રમુદિત થાય છે અને એક બીજાને આપદા પડતાં ખિન્ન થાય છે-સંકોચ પામે છે બળદેવ અને વાસુદેવની એવી ગાઢ પ્રીતિ હોય છે. જ્યારે

કૃષ્ણવાસુદેવ મૃત્યુ પામ્યા ત્યારે બળદેવજી કેવળ ગાઢ સ્નેહ-મોહવશ તેને જીવતા જાણી છ માસ સુધી તેના દેહને પોતાના ખભા ઉપર લઈને ફર્યા હતા. કેટલીક વખત એક બીજાનો વિયોગ થતાં દારુણ દુઃખ થવાથી પ્રાણત્યાગ પણ થઈ જાય છે, જેથી દૂધ-જળ જેવી મૈત્રી વખાણી છે.

મિત્રની ખરી પરીક્ષા કષ્ટ આવી પડતાં થાય છે. સખ્ત અગ્નિનો તાપ લાગતાં સોનું ચોખ્ખું થાય છે ત્યારે પિત્તળ શ્યામ થાય છે-ઝાંખુ પડે છે. ખરો સજ્જન-મિત્ર જેમ સુખમાં ભાગ લે છે તેમ દુઃખમાં પણ પૂરતી મદદ કરે છે. ખરા નિઃસ્વાર્થી મિત્રના લક્ષણ આ પ્રમાણે વર્ણવ્યાં છે.

તે આપણને પાપથી ( પાપ-કર્મથી ) નિવારે છે-બચાવે છે અને સત્કર્મમાં જોડે છે, આપણી એબ ઢાંકે છે અને સદ્‌ગુણ વખાણે છે-વિસ્તારે છે, તે કષ્ટમાં આવી પડેલા મિત્રને તજી દેતો નથી પણ તે અવસરોચિત મદદ, ટેકો યા આલંબન આપીને તેનો ઉદ્ધાર કરવા મથે છે. **અભયકુમાર** જેવા બુદ્ધિશાળી અને ધર્મચુસ્ત સજ્જન મિત્રો જગતમાં વિરલા જ હોય છે. પૂર્વોક્ત લક્ષણોથી તેમની સજ્જનતા સ્પષ્ટ થઈ શકે છે. ગૃહસ્થ મિત્રો કરવા તો એવાને જ કરવા, કે જેઓ બને તેટલો સ્વાર્થ-ત્યાગ કરીને પરહિત કરવામાં જ તત્પર રહે. સોનાને ગમે તેટલું તપાવે તો પણ તેનો વાન વધતો જ જવાનો, શેલડીના શત ખંડ કરો તો પણ તે તો સરસ રસ જ આપે અને ચંદનને ગમે તેટલું ઘસે, છેદે, કાપે, પીલે કે બાળે તો પણ તે ખુશબોદાર સુગંધી જ આપે; કેમકે તેનો મૂળ જાતિસ્વભાવ તેવો છે. તેવી જ રીતે ઉત્તમ સજ્જનોને પણ પ્રાણાન્ત કષ્ટ આવી પડે તોપણ

તે પોતાની સજ્જનતા તજે નહીં જ. સન્ત મહાત્માઓ એવા જ ઉત્તમ હોય છે. તેઓ ચંદ્રમાની જેવા શીતળ, સાગરની જેવા ગંભીર અને ભારંડ પંખી જેવા પ્રમાદરહિત હોય છે. તેઓ હિંસાદિક પાપમાત્રના ત્યાગી અને અહિંસા, સત્યાદિક મહાવ્રતના ધારક હોય છે. રાજા અને રંક, તૃણ અને મણિ, કનક અને પત્થર એમને સમાન ભાસે છે. મમતા રહિત થવાથી તેમને સહુના ઉપર સમાનભાવ હોય છે. વળી માન--અપમાન, નિંદા–સ્તુતિ તરફ તેઓ લક્ષ દેતા નથી, તેથી તે હર્ષ–શોકને પ્રાપ્ત થતા નથી. દુનિયામાં સઘળી શુભ ઉપમા એમને છાજે છે. એવા નિઃસ્પૃહી, સત્યનિષ્ઠ સાધુ–મહાત્માનું એકનિષ્ઠાથી શરણ લેનાર સુભાગી જનોનું શ્રેય થાય જ.

---

## ૧૧. સપ્ત વ્યસન

જુગાર પ્રમુખ સાત દુર્વ્યસનો ટાળી સુમાર્ગે ચાલવા હિતોપદેશ.

( માલિની વૃત્ત )

નલિન મલિન શોભા, સાંજથી જેમ થાયે,
ઈહ કુવ્યસનથી ત્યું, સંપદા કીર્તિ જાયે;
કુવ્યસન તિણિ હેતે, સર્વથા દૂર કીજે,
જનમ સફળ કીજે, મુક્તિકાંતા વરીજે. ૨૧

( દ્રુતવિલંબિત વૃત્ત )

સુગુરુ દેવ જિહાં નવિ લેખવે,
ધન વિણા સહુએ વિણ લેખવે;
ભવભવે ભમવું જિણ ઊવટે,
કહોને કોણ રમે તિણ જૂવટે. ૨૨ ( દ્યૂત–૧ )

( ઉપજાતિ વૃત્ત )

જે માંસલુબ્ધા નર તે ન હોહે,
તે રાક્ષસા માનુષ રૂપ સોહે; (માંસભક્ષણ-૨)
જે લોકમાં નર્ક નિવાસ ઓરી,
નિવારિયે તે પરદ્રવ્ય ચોરી. ૨૩ (ચોરી-૩)

( ભુજંગપ્રયાત્ત વૃત્ત )

સુરાપાનથી ચિત્ત સંભ્રાંત થાયે,
ઘટે લાજ ગંભીરતા શીળ જાયે;
જિહાં જ્ઞાન વિજ્ઞાન મૂંઝે ન સૂઝે,
ઇશું મદ્ય જાણી ન પીજે ન દીજે. ૨૪ (મદ્યપાન-૪)

કહો કોણ વેશ્યાતણા અંગ સેવે ?
જિણે અર્થની લાજની હાણિ હોવે;
જિણે કોશ સિંહગુફાએ નિવાસી,
છળ્યો સાધુ નેપાળ ગ્યો કંબળાશી. ૨૫ (વેશ્યાગમન-૫)

( રથોદ્ધતા વૃત્ત )

મૃગયાને તજ જીવઘાત જે, સઘળા જીવદયા સદા ભજે;
મૃગયાથી દુઃખ જે લહ્યાં નવાં, હરિ રામાદિ નરેંદ્ર જેહવાં. ૨૬
( શિકાર-૬ )

ચોપાઇ છંદ

સ્વર્ગ-સૌખ્ય ભણિ જો મન આશા,
છાંડે તો પરનારી વિલાસા;
જેણ એણ નિજ જંન્મ દુઃખ એ,
સર્વથા ન પરલોક સુખ એ. ૨૭
( પરનારીગમન-૭ )

જેમ જેમ સાંજ પડતી જાય છે તેમ તેમ કમળની શોભા મલિન થતી જાય છે–ઝાંખી પડતી જાય છે, તેવી જ રીતે દુર્વ્યસનોથી સંપત્તિ અને કીર્તિ બન્ને નાશ પામે છે. તે માટે દુર્વ્યસને સર્વથા તજવા અને સદાચરણવડે જન્મ સફળ કરવો કે જેથી પરિણામે મુક્તિવધૂને વરી શકાય.

આ કુવ્યસનો મુખ્ય સાત પ્રકારના છે. તે સાતેને માટે પૃથક્ પૃથક્ હાનિ બતાવે છે.

૧ પ્રથમ દુર્વ્યસન **જુગટું** રમવું તે છે. જે રમવામાં ધન વિના બીજા કોઈની ગણના નથી, દેવગુરુ પણ હિસાબમાં નથી અને જે વ્યસનથી ભવ–ભવમાં ઊવટે–ઉન્માર્ગે દુર્ગતિમાં ભમવું પડે છે તેવું જુગટું કોણ સજ્જન રમે ?

૨ બીજું દુર્વ્યસન **માંસભક્ષણ** કરવું તે છે. જે મનુષ્ય માંસભક્ષણ કરે છે તે મનુષ્ય નથી, પણ મનુષ્યરૂપે રાક્ષસ જ છે.

૩ ત્રીજું દુર્વ્યસન **ચોરી** કરવી તે છે. ચોરી આ લોકમાં નર્કવાસ જેવી છે. એવી ચોરી ઉત્તમ પુરુષ કદી કરે નહિં.

૪ ચોથું દુર્વ્યસન **મદ્યપાન** કરવું તે છે. મદિરા પીવાથી ચિત્ત ભ્રાંતિવાળું–ભ્રમિત થાય છે, લાજ નાશ પામે છે, ગંભીરતા અને સદાચાર પણ નષ્ટ થાય છે. જ્ઞાન–વિજ્ઞાન જો કંઈ મેળવેલું હોય તો તે પણ મુંઝાઇ જાય છે–સૂઝતું નથી, એમ જાણીને પોતે મદ્ય પીવું નહીં અને બીજાને પીવા દેવું નહીં–પાવું નહીં.

૫ પાંચમું દુર્વ્યસન **વેશ્યાગમન** કરવું તે છે. ઉત્તમ પુરુષો કદી પણ વેશ્યાગમન કરતાં નથી. વેશ્યાગમનથી લાજની અને દ્રવ્યની બન્નેની હાનિ થાય છે. જુઓ સિંહગુફાવાસી મુનિ જે મહાતપસ્વી હતા અને જેના પ્રભાવથી વિકરાળ સિંહ પણ

તેને કાંઇ ઉપદ્રવ કરી શકતો નહોતો–શાંત થઇ જતો હતો, તે જ મુનિ સ્થૂલભદ્રની ઇર્ષ્યાથી કોશ્યા વેશ્યાને ત્યાં ચાતુર્માસ કરવા ગયા. કોશ્યાના એક કટાક્ષ માત્રથી જ ઘાયલ થઈ ગયા અને કામસેવાની પ્રાર્થના કરી. કોશ્યાએ દ્રવ્યની આવશ્યકતા પહેલી બતાવી, તેથી લક્ષમૂલ્યનું રત્નકંબળ લેવા મુનિપણાને બાજુ પર મૂકીને ચોમાસામાં નેપાળ દેશમાં ગયા. વેશ્યાગમન આટલું બધું હાનિકારક છે; તેથી તે અવશ્ય તજવા લાયક છે.

૬ છઠ્ઠું દુર્વ્યસન **શિકાર** કરવો તે છે. શાસ્ત્રકાર કહે છે કે હે ઉત્તમ પ્રાણી ! તું મૃગયા–શિકાર કે જે જીવઘાતરૂપ છે તેને તજી દે અને સર્વ જીવ પરની દયાને સદા–નિરંતર ભજ–અંગીકાર કર. જુઓ મૃગયાથી કૃષ્ણ રામચંદ્રાદિ જેવા મહાન્ રાજા પણ અનેક પ્રકારનાં દુઃખ પામ્યા છે.

૭ સાતમું દુર્વ્યસન **પરસ્ત્રીગમન** કરવું તે છે. ઉત્તમ પુરુષો નિરંતર સ્વદારાસંતોષી જ હોય છે. શાસ્ત્રકાર કહે છે કે–જો તને સ્વર્ગના સુખ મેળવવાની ઇચ્છા કે આશા હોય તો તું પરનારીના વિલાસને–તેના સંસર્ગને સર્વથા તજી દે. પરદારાગમનથી આ જન્મમાં પણ દુઃખ છે અને પરલોકમાં પણ સર્વથા સુખની પ્રાપ્તિ થતી નથી. દુઃખ જ પ્રાપ્ત થાય છે.

## પૂર્વોક્ત સાત વ્યસનના ઉદાહરણો

( શાર્દૂલવિક્રીડિતવૃત્ત )

**જુઓ ખેલણ પાંડવા વન ભમ્યા, મદ્યે બળી દ્વારિકા,**
**માંસે શ્રેણિક નારકી દુઃખ લહ્યાં, બાંધ્યાં ન કે ચોરિકા;**
**આખેટે દશરથપુત્ર વિરહી, કેવન્નો વેશ્યા ઘરે,**
**લંકાસ્વામી પરસ્ત્રિયા રસ રમે, જે એ તજે તે તરે. ૨૮**

જુગાર, મદ્ય-દારૂ, માંસભક્ષણ, ચોરી, આખેટક-શિકાર, વેશ્યાગમન, પરસ્ત્રીસેવા-એ સાત કુવ્યસનો સેવવાથી જીવને અતિ ઘોર નરક ગતિમાં લઇ જાય છે અને અહીં પણ પ્રગટપણે લક્ષ્મીની અને કીર્તિની ભારે હાનિ કરે છે, એમ સમજી શાણા જનોએ ઉક્ત સાત દુર્વ્યસનોને સર્વથા તજવા જોઇએ. એ કુવ્યસનો તજવાથી જ પવિત્ર ધર્મકરણી કરવાની સુબુદ્ધિ સૂઝે છે અને સ્વજન્મ સફળ કરી પરિણામે મોક્ષલક્ષ્મી સહેજે પ્રાપ્ત કરે છે.

જુગારથી પાંડવોને ચૌદ વર્ષ સુધી આમતેમ રાજપાટ તજી ભટકવું પડયું, સુરાપાનથી યાદવોની દ્વારિકાનો અગ્નિયોગે વિનાશ થયો, માંસ-ભક્ષણવડે શ્રેણિકરાજાને નરકનાં દુઃખ ભોગવવાં પડ્યાં, ચોરીવડે અનેક ચોરો પ્રગટ વધ-બંધનાદિક પામે છે, આહેડા-શિકાર કર્મવડે રામચન્દ્રજીને સતી સીતાનો વિયોગ થયો, વેશ્યાગમનવડે કૈવન્નો શેઠ ધન રહિત થઇ અપમાન પામ્યો, અને રાવણ પરસ્ત્રીના વિષયરસવડે લંકાનગરીનું રાજ્ય હારી, મરણશરણ થઇ નરકગતિમાં ગયો, જેથી દુનિયામાં તેની ભારે અપકીર્તિ થઇ. એમ સમજી જે સુજ્ઞજનો એ કુવ્યસનોને સર્વથા તજે છે તેઓ સર્વ રીતે સુખી થાય છે.

આ સાત કુવ્યસનો ઉપરાંત બીજા શરીરની પાયમાલી કરનારા અને લક્ષ્મી પ્રમુખની હાનિ કરનારા અફીણ, ગાંજો અને તમાકુ વિગેરે જે જે કુવ્યસનો-અપલક્ષણો છે તેને સ્વપરહિત ઇચ્છનારાઓએ જલદી તિલાંજલિ દેવી જોઇએ. સ્વપરહિતમાં હાનિ થાય એવું એક પણ કુવ્યસન રાખવું ન જોઇએ. સ્વસંતતિ અને દેશની આબાદી ઇચ્છનારે પણ એમ જ કરવું જોઇએ.

---

## ૧૨. યશ-કીર્તિ

નિર્મળ યશ-કીર્ત્તિ પ્રાપ્ત કરવા હિતોપદેશ.

માલિની વૃત્ત.

દિશ દિશિ પસરંતી, ચંદ્રમા જ્યોતિ જેસી,
શ્રવણ સુણત લાગે, જાણ મીઠી સુધા સી;
નિશદિન જન ગાયે, રામ રાજિંદ્ર જેવી,
ઇણ કલિ બહુ પુન્યે, પામીએ કીર્તિ એવી. ૨૯

પૂર્ણિમાના ચંદ્રની શીતળ ચાંદની જેવી નિર્મળ યશ-કીર્તિ દશ દિશામાં પ્રસરેલી શ્રવણે સાંભળતાં અમૃત જેવી મીઠી લાગે છે. જેવી **રાજા રામચંદ્રની** યશકીર્ત્તિને લોકો રાતદિવસ ગાયા કરે છે તેવી નિર્મળ યશકીર્તિ આ કલિકાળમાં બહુ પુન્યયોગે કોઇક વિરલા જ પ્રાપ્ત કરી શકે છે. **રાજા રામચંદ્ર**ની પેઠે કલંક રહિત ન્યાય, નીતિ અને પ્રમાણિકપણું આદરી સ્વકર્તવ્યનિષ્ઠ રહેનારા રાજાઓ, પ્રધાનો, શેઠ-શાહુકારો, સંત-સાધુજનો તેમ જ અન્ય અધિકારી લોકો ખરેખર નિર્મળ યશ-કીર્તિને સંપાદન કરી શકે છે; એટલું જ નહિ પણ સ્વાર્થ-ત્યાગી પરમાર્થદૃષ્ટિ જનો આગળ ઉપર પણ સ્વર્ગ અને મોક્ષનાં સુખ મેળવી શકે છે. એવા અનેક દૃષ્ટાન્તો શાસ્ત્રોમાં મોજુદ છે.

કેવળ યશ-કીર્તિને માટે જ લોકરંજન કરવાની બુદ્ધિવડે ભલાં ધર્મનાં કામ કરવામાં મજા નથી. એવી બાહ્યદૃષ્ટિવડે કરાતી ધર્મકરણીનું ફળ અલ્પમાત્ર છે. ખરી પરમાર્થદૃષ્ટિ-યોગે જે કરણી કરાય છે તેનું ફળ ઘણું મહત્ત્વભર્યું મળે છે. ખેડૂત લોકો ધાન્ય પેદા કરવા માટે કાળજીથી યોગ્ય અવસરે

ખેડ કરી, ખાતર નાંખી, જમીનને સરખી કરી, તેમાં સારું બીજ વાવે છે; તો તેથી પુષ્કળ ધાન્યની પેદાશ થવા ઉપરાંત પરાળ-ઘાસ પણ તેની સાથે જ પાકે છે. પરંતુ કંઇ પલાળની ખાતર ખેડ કરવાની જરૂર હોતી નથી, તેમ જે મહાશયો સ્વપરનું કલ્યાણ કરવા પવિત્ર આશયથી ઉત્તમ કરણી સ્વકર્તવ્ય સમજીને કરે છે તેથી સ્વપર આત્માનું કલ્યાણ થવા ઉપરાંત નિર્મળ યશ-કીર્તિ પણ સહેજે અનાયાસે પ્રાપ્ત થાય છે, તે માટે જુદો પ્રયાસ કરવાની કશી જરૂર રહેતી જ નથી. કહ્યું છે કે "**જનમનરંજન ધર્મનું, મૂલ્ય ન એક બદામ.**"-જે કેવળ બાહ્યદૃષ્ટિથી લોકદેખાડો કરવા માટે જ શુભ કરણી કરે છે તેમાં કશું મહત્ત્વ નથી. ખરું મહત્ત્વ પરમાર્થદૃષ્ટિથી કરાતી કરણીમાં જ છે.

---

## ૧૩. મુખ્ય-પ્રધાન

પ્રધાન-મુખ્ય રાજ્યાધિકારી વર્ણન.

સકળ વ્યસન વારે, સ્વામીશું ભક્તિ ધારે,
સ્વપરહિત વધારે, રાજ્યનાં કાજ સારે;
અનય નય વિચારે, ક્ષુદ્રતા દૂર વારે,
[1]ચણિસુત જિમ ધારે, રાજ્યલક્ષ્મી વધારે. ૩૦

**અભયકુમાર** જેવો ઉત્તમ અધિકારી-પ્રધાન હોય તે પોતે બધા વ્યસનોથી વેગળો રહે, જેથી રાજા પ્રજા ઉપર સારી છાપ પડે અને તેમને પણ વ્યસનથી દૂર રહેવા બુદ્ધિ થવા પામે, અને અનુક્રમે આખા રાજ્યમાંથી કુવ્યસન માત્ર દૂર થવા પામે. આથી સમજી શકાય છે કે અધિકારી-પ્રધાન પુરુષે ખાસ પોતાનું

---

૧ ચાણાક્ય.

વર્તન ઊંચા પ્રકારનું રાખવું જ જોઇએ. વળી તે પોતાના સ્વામી–રાજા–મહારાજાદિક ઉપર આદર–બહુમાન રાખે, જેથી બીજી બધી પ્રજા પણ તેમના તરફ તેવા આદર–બહુમાનની નજરથી જ જુએ.

વળી ઉત્તમ પ્રધાન સ્વપરહિતમાં વધારો થાય એવું લક્ષ રાખ્યા કરે, તેમ જ રાજ્યના કામમાં પણ ખલેલ આવવા દે નહિ, રાજ્યકામ પણ બરાબર વ્યવસ્થાપૂર્વક કર્યા કરે, ન્યાય–અન્યાયનો બરાબર નિજબુદ્ધિથી તોલ કરી અદલ ઇન્સાફ કરે, ઉતાવળા થઇ કોઇને ગેરઇન્સાફ થાય તેમ ન કરે. વળી ઇન્સાફ આપતાં દયાનું તત્ત્વ જરૂર પૂરતું આમેજ કરે–ઉમેરે.

ક્ષુદ્રતા–નિર્દયતા–કઠોરતા–તુચ્છતા–વાપરે નહિ, પણ ગંભીરતા અને સહૃદયતાનો સાથે સાથે ઉપયોગ કરી રાજ્યલક્ષ્મીનો વધારો કરે. તથા પ્રજાની આબાદી સચવાય અને વૃદ્ધિ પામે તેવી પણ પૂરતી કાળજી **અભયકુમાર મંત્રી**ની પેઠે રાખે.

જેમ **અભયકુમાર** મંત્રી રાજા અને પ્રજા ઉભયનું હિત વખતોવખત સાચવી છેવટે પોતાનું આત્મહિત કરી લેવા ભાગ્યશાળી બન્યો તેમ અન્ય અધિકારી જનોએ પણ ચીવટ રાખી સ્વપરહિતકાર્યમાં સાવધાનતા રાખવી. બુદ્ધિબળથી જ મંત્રીપણું શોભે છે. તેમ તત્ત્વાતત્ત્વનો વિચાર કરવો તથા સારતત્વ આદરી સ્વમાનવભવની સફળતા કરવી એ જ સદ્-બુદ્ધિ પામ્યાનું શુભ ફળ છે.



## ૧૪. કળા

### કળા વર્ણનાધિકાર.

( માલિની વૃત )

ચતુર કરી કળાને, સંગ્રહો સૌખ્યકારી,
ઇણ ગુણ જિણ લાધી, દ્રોણ સંપત્તિ સારી;
ત્રિપુરવિજયકર્તા[1], જે કળાને પ્રસંગે,
હિમકર[2] મન રંગે, લૈ ધર્યો [3]ઉત્તમાંગે. ૩૧

અહો ચતુર જનો ! સુખકારી એવી કળાઓનો સંગ્રહ કરો, અભ્યાસ–પરિચય સારી રીતે રાખો; કેમકે એ કળાસંગ્રહના પ્રભાવથી **દ્રોણાચાર્યે** સારી સંપત્તિ પ્રાપ્ત કરી હતી. વળી ત્રિપુરવિજય કર્તા જે **મહાદેવ** તેણે તે કળાના પ્રભાવથી જ હિમકર એટલે ચંદ્ર તેને પોતાના ઉત્તમાંગ–મસ્તક ઉપર આનંદથી ધારણ કરી રાખ્યો હતો. તેથી જ તે **ચંદ્રશેખર** અને **ત્રિલોચન** એવા પ્રસિદ્ધ નામને પ્રાપ્ત થયો છે. ( આ વાત લૌકિક મતાનુસારે લૌકિક શાસ્ત્રમાં પ્રસિદ્ધ થયેલી જાણવી. )

સકળ કળામાં નિપુણતા કોઇક જ મેળવી શકે છે. પૂર્વે સ્ત્રી–પુરુષો તેનો અભ્યાસ વિશેષે કરતા. પુરુષની ૭૨ કળા અને સ્ત્રીની ૬૪ કળાઓ શાસ્ત્રપ્રસિદ્ધ છે. ચંદ્રની ૧૬ કળા કહેવાય છે. પૂર્ણ કળાવાળા–સ્ત્રીપુરુષોને સંપૂર્ણ ૧૬ કળાવાળા

---

૧ શિવ. ૨ ચંદ્ર. ૩ મસ્તકે.

ચંદ્રની ઉપમા આપવી એ **હીન ઉપમા** કહેવાય છે. મતલબ કે ચંદ્ર કરતાં તેમનામાં અધિકતા ઠરે છે. કળા માત્ર ઉપયોગી છે, તે બધી કળા; નહિ તો બને તેટલી કળા સ્ત્રી-પુરુષ ઉભયને ઉપયોગી હોય તે કળાનો અભ્યાસ-પરિચય અવશ્ય કરવો જોઈએ. ગમે તેવો વ્યવસાય કળાથી ખીલી શકે છે જેવું કામ કળાથી બને છે તેવું કામ બળથી બનતું નથી. **એક શિક્ષણ-કળાથી લાખો બાળકો કેળવાઈ હીરા જેવા કિંમતી બની શકે છે.**

યુદ્ધકળા, રાંધણકળા, નૃત્યકળા, સંગીતકળા, ધર્મકળા, અર્થ-કળા અને કામકળાદિક અનેક કળાઓ છે, પરંતુ તે સર્વમાં શિરોમણિ કળા એક ફક્ત **ધર્મકળા** જ છે. એ સત્યધર્મકળા બીજી બધી કળાને જીતી લે છે, એક ધર્મકળાવડે જ બીજી બધી કળા કામની છે, તે વગર બીજી બધી કળા નકામા જેવી કહી છે, કેમકે ધર્મકળાથી જ મોક્ષ છે.

---

## ૧૫. મૂર્ખતા

### મૂર્ખતા વર્ણનાધિકાર

( માલિની વૃત )

વચન રસ ન ભેદે, મૂર્ખ વાર્તા ન વેદે[1],
તિમ કુવચન ખેદે, તેહને શીખ જે દે;
નૃપ શિર રજ નાખી, જેમ મૂર્ખે વહીને,
હિત કહત હણી જ્યું, વાનરે સુઘ્રહીને[2]. ૩૨

૧ જાણે. ૨ સારો માળો બાંધનાર એક જાતનું પક્ષી.

શાસ્ત્રવચન કે જ્ઞાનીનાં વચનો અમૃત જેવાં મીઠાં છતાં મૂર્ખ-અજ્ઞાન જીવને ભેદતાં-અસર કરતાં નથી-તેનાં હૃદયને પીગળાવી શકતાં નથી; કેમકે મૂર્ખ-અજ્ઞાન જીવ તેનું રહસ્ય સમજતો નથી. તેમ તેનો ગુપ્ત ભેદ મેળવવા તે પ્રયત્ન પણ કરતો નથી. વળી તેવા અજ્ઞાન જીવને જો કોઇ શિખામણ દેવા જાય છે તો તેના ઉપર તે ખીજવાય છે અને તેની અવગણના કરે છે. મૂર્ખ માણસ વચનના પરમાર્થને સમજતો નથી, તેથી તે ઓડનું ચોડ વેતરી નાંખે છે. કહ્યું હોય છે કાંઇ અને સમજે છે કાંઇ, તેથી તે કાંઇ ને કાંઇ કરી નાખે છે. વખતે વિવાહની વરસી પણ કરી નાંખે છે. તેના ઉપર એક અજ્ઞાન વણિકપુત્રનું દૃષ્ટાન્ત સમજવા જેવું છે.:—

એક અજ્ઞાન વણિકપુત્રને તેની અજ્ઞાનતાથી-અણસમજથી બહુ બહુ કષ્ટ પડ્યું, તેને ઘણું ઘણું વખતોવખત સહન કરવું પડ્યું, તેને ઘણાએક કડવા અનુભવો થયા તો પણ તે કંઇ સમજ્યો નહિ. એક વખતે પ્રસંગોપાત એક રાજાની રાણીએ દયાથી તેને પોતાની પાસે નોકર તરીકે રાખ્યો. એક વખત રાજમહેલમાં આગ લાગી હતી તે હકીકત રાજાને જલ્દી કહેવાની હતી તે તેણે ધીમે રહીને રાજાના કાનમાં કહી. રાજાએ તેને શિખામણ સાથે ઠપકો આપ્યો અને કહ્યું કે એવે વખતે ધૂમાડો દેખતાં જ તેના ઉપર ધૂળ વગેરે નાખવું જોઇએ.

એકદા રાણી સ્નાન કરીને માથાની વેણીને ધૂપતી હતી, તેનો ધૂમાડો જોઇ તે મૂર્ખે ધૂળની પોટલી ભરી રાણીના મસ્તક ઉપર નાંખી. આવી મૂર્ખાઇ જોઇને રાજાએ તેને કાઢી મૂકયો.

આવું અજ્ઞાનપણું દૂર કરવા દરેકે પ્રયત્ન કરવો, કેમકે તેથી સ્વપરને બહુ હાનિ થાય છે.

એકદા એક **સુઘરીએ** ટાઢથી કંપતા એક **વાનરને** જોઇ તેની ટાઢનું નિવારણ કરવા માટે તે વાનરને કહ્યું કે–"તમને બે હાથ અને બે પગ છે અને મનુષ્ય જેવા લાગો છો તો એક ઘર બાંધી તેમાં રહો.' તે શિખામણ તેને રુચી નહિ અને ક્રોધ કરી કુદકો મારી તેણે તે બાપડી સુઘરીનો માળો ચુંથી નાખ્યો, અને કહ્યું કે મને માળો બાંધતા આવડતો નથી પણ માળો વીંખી નાખતાં આવડે છે.*

**"મૂર્ખને શિખામણ દેવાં જતાં ઉલટું પોતાનું પણ જાય છે"** એમ સમજી સમયોચિત વર્તવું.

---

## ૧૬. લજ્જા

### લજ્જા વર્ણનાધિકાર

( માલિની વૃત્ત )

નિજ વચન નિવાહે, લાજ ગ્યું રાજ વાળે,
વ્રત નય કુળ રીતે, માતજ્યું લાજ પાળે;
સકળ ગુણ સુહાયે, લાજથી ભાવદેવે,
વ્રત નિયમ લહ્યો જે, ભાઈ લજ્જા પ્રભાવે. ૩૩.

---

* द्वौ हस्तौ द्वौ पादौ च, दृश्यते पुरुषाकृतिः ।
शीतकालहरं मूढ !, गृहं किम् न करोषि भो ! ॥
शुचिमुखी दुराचारी, रंडे ! पंडितवादिनी ।
असमर्थो गृहारंभे, समर्थो गृहभंजने ॥ १ ॥

લજ્જાવંત-લાજ-શરમવાળો-મર્યાદાશીલ હોય તે પોતાનું પ્રતિજ્ઞા-વચન સંભારી રાખીને સાચવે છે, જાતિવંત ઘોડાની જેમ સુમાર્ગે ચાલે છે-ઉન્માર્ગે ચાલતો નથી, તેથી પ્રથમ ગયેલું-ખોવાયેલું રાજ્ય પણ પાછું વાળી શકે છે. વળી માતાની જેમ કુળમર્યાદા મુજબ લાજ સાચવે છે, તેમ લજ્જાળુ માણસ યથાયોગ્ય વ્રત-નિયમ લહીને સાચવે છે, તે વ્રત-નિયમને ખંડિત કરતો નથી; પણ બરાબર લક્ષ રાખીને તેને સાચવે છે-નિભાવે છે.

જેવી રીતે પોતાના ભાઇ **ભવદેવની** લાજ-શરમ કે દાક્ષિણ્યતાથી **ભાવદેવે** પણ ગુરુ સમીપે દીક્ષા ગ્રહણ કરી, (પ્રથમ દ્રવ્યથી અને પછી નાગીલાના ઉપદેશથી ભાવથી) સાધુ યોગ્ય વ્રત-નિયમ પાળ્યા હતા-શોભાવ્યા હતા, તેમ લજ્જા-મર્યાદા અને દાક્ષિણ્યતાવાળા સજ્જનો નિજ કર્તવ્યપરાયણ રહી અંતે સકળ ગુણથી અલંકૃત બને છે.

સર્વજ્ઞ વીતરાગોક્ત સત્ય ધર્મની પ્રાપ્તિ માટે જે ઉત્તમ એકવીશ ગુણનો અભ્યાસ કરી સેવન કરવાની જરૂર જણાવી છે તેમાં રૂડા લજ્જા ગુણનો પણ સમાવેશ થાય છે. આ ગુણ બીજા અનેક ગુણને ખેંચી લાવે છે તેથી જ સર્વજ્ઞ ભગવાને તેની સાર્થકતા, આવશ્યકતા અને ઉપયોગિતા માટે ભાર મૂકેલો છે. તેમ છતાં ધૃષ્ટતાધારી સ્વચ્છંદતાથી કોઇ તેનો અનાદર જ કરે તો તે મંદભાગી સત્ય ધર્મરત્નની પ્રાપ્તિથી બેનશીબ રહી જવા પામે છે. કદાચ જડવાદીઓને આ ગુણ નજીવો લાગતો હશે; પરંતુ તે તેવો નજીવો નથી જ. તે

ગુણ અનેક ગુણોને પ્રગટ કે પરોક્ષ રીતે મેળવી આપે છે, તેથ
જ તેની આવશ્યકતા અને ઉપયોગિતાને લઇને તેનું મહત્
વધે છે. આજકાલ પશ્ચિમનો પવન લાગવાથી કઇંક મુગ્ધ ભાઇ-
બહેનો નવી રોશનીમાં અંજાઇ જઇ, લાજ-શરમ કે મર્યાદ
મૂકી દઇ ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય કે હિતાહિતને
વિવેક ભૂલી જઇ ધર્મભ્રષ્ટ થઇ જાય છે. તેમનો અવિવેક જોઇ
લેખકને દયા-ઘૃણા આવે છે, તે તેઓ વિચારી લેશે.

( શાલિની છંદ )

એવા જે જે, રૂયડા ભાવ રાજે,
એણે વિશ્વે, અર્થથી તેહ છાજે;
એવું જાણી, સાર એ સૌખ્યકેરો,
તે ધીરો જે, અર્થ અર્જે ભલેરો. ૩૪.

ઇતિ શ્રી સૂક્તમુક્તાવલ્યાં દ્વિતીય-
પુરુષાર્થરૂપ અર્થવર્ગ સમાપ્ત

# શ્રી સૂક્તમુક્તાવળી



## કામવર્ગ

### ( અધિકારો )

( ઉપજાતિ વૃત્તમ્ )

ग्राह्याः कियंतः किल कामवर्गे ?
कामो नृनार्यौ गुणदोषभाजः ॥
सुलक्षणैर्योगवियोगयुक्तैः ।
समातृपितृप्रमुखाः प्रसंगाः ॥ १ ॥

ત્રીજા અધિકાર **કામવર્ગ**માં-કામ, સ્ત્રી અને પુરુષના ગુણ-દોષ, સુલક્ષણી સ્ત્રીઓ, સંયોગ અને વિયોગ, માતા પ્રત્યેની ફરજ, પિતાવાત્સલ્ય અને પ્રમુખ શબ્દે પુત્ર કેવા હોય, એમ સાત પ્રસંગો-વિષયો ગ્રહણ કરવામાં-કહેવામાં આવશે.



## ૧. કામ વિષે.

( ઉપજાતિ વૃત્ત )

કંદર્પ પંચાનન તેજ આગે, કુરંગ જેવા જગ જીવ લાગે;
સ્ત્રી શસ્ત્ર લેઈ જગ જે વદીતા, તે એણ દેવા જન વૃંદ જીતા. ૧.

( માલિની વૃત્ત )

મનમથ જગમાંહે, દુર્જયી જે અદ્યાપિ,
ત્રિભુવન સુર રાજી, જાસ શસ્ત્રે સતાપિ;
વિધિ જળજ ઉપાસે, વાર્ધિજા વિષ્ણુ સેવે,
હર હિમ-ગિરિજાને, જેહ અર્ધાંગ દેવે. ૨.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

ભિલ્લી ભાવ છળ્યો મહેશ ઉમયા જે કામરાગે કરી,
પુત્રી દેખી ચળ્યો ચતુર્મુખ હરિ આહેરિકા આદરી;
ઇંદ્રે ગૌતમની પ્રિયા વિલસીને સંભોગ તે ઓળવ્યા,
કામે એમ મહંત દેવ જગ જે તે ભોળવ્યા રોળવ્યા. ૩.

( માલિની વૃત્ત )

નળ નૃપ દવદંતી, દેખી ચારિત્ર ચાળે,
અરહન રહનેમિ, તે તપસ્યા વિટાળે;
ચરમ જિનમુનિ તે, ચિલ્લણા રૂપ મોહે,
મયણ શર વ્યથાના, એહ ઉન્માદ સોહે. ૪.

કામદેવરૂપી કેશરીસિંહના તેજથી અંજાઈ જઇ જગતના જીવો કુરંગ–હરણીયા જેવા કાયર બની તેને વશ થઇ જાય છે

અથવા તેનાથી ડરી જાય છે. એ એકલા કામદેવે જગતમાં પ્રસિદ્ધ એવું પોતાનું સ્ત્રીરૂપી શસ્ત્ર હાથમાં લઇ દેવો અને માનવોના વૃંદો( ટોળે ટોળાં )ને જીતી લીધા છે.

હજી સુધી દુનિયામાં એ કામદેવ દુર્જયી-ભારે કષ્ટવડે જીતી શકાય એવો બહુ પરાક્રમી જણાયો છે; કેમકે ત્રિભુવનવર્તી દેવોની પંક્તિ ( દેવતાઓ ) તેના સ્ત્રીરૂપી શસ્ત્રથી ઘવાઇ-ભ્રષ્ટ થઇ-હારી તેને શરણે થઇ ગયા જણાય છે. જુઓ! **વિધિ-વિધાતા-બ્રહ્મા** તેનાથી હારી જઇ જળજ-કમળની ઉપાસના કરે છે, તેથી તે **કમલાસન** કહેવાય છે, **વિષ્ણુ-કૃષ્ણ** લક્ષ્મી-દેવીની ઉપાસના કરે છે, **હર-શંકર-મહાદેવે** હિમગિરિજા-પાર્વતીને પોતાનું અર્ધાંગ અર્પણ કર્યું છે. આ પ્રમાણે લોકમાં લેખાતા મુખ્ય દેવો **હરિ, હર, બ્રહ્મ** પણ કામદેવને વશ થઇ જવાથી તેમની વિડંબના થઇ છે.

ભીલડીનું રૂપ લઇને ઉમયા-પાર્વતીએ શંકર-મહાદેવને છળ્યા હતા. ભીલડીનું અદ્‌ભુત રૂપ જોઇને વનમાં તપસ્યા કરવા ગયેલા મહાદેવ કામથી ચળાયમાન થયા હતા. ચતુર્મુખ-બ્રહ્મા પોતાની પુત્રીનું જ રૂપ જોઇ ચળાયમાન થયા હતા. હરિ-વિષ્ણુ ગોપીમાં લુબ્ધ થયા હતા. ઇંદ્રે ગૌતમની સ્ત્રી અહલ્યા સાથે ભોગવિલાસ કર્યો હતો. એવી રીતે કામદેવે આ જગતમાં મોટા મહંત લેખાતા એવા દેવોને પણ ભોળવી નાંખ્યા અને તેમને કાયરજનોની જેમ રોળવી દીધા, એટલે તેમની આબરૂના કાંકરા કરી નાંખ્યા. આ બધી વાત લૌકિક શાસ્ત્રોના આધારે અહીં જણાવેલ છે. મતલબ એવી છે કે જ્યારે દુનિયામાં નામીચા લેખાતા મોટા મહંત દેવો પણ

કામના સપાટામાં આવી ગયા અને જોતજોતામાં સ્ત્રીવશ થઈ ગયા, તો પછી બીજા સામાન્ય જનોનું તો કહેવું જ શું? કામદેવનું એવું ભારે પરાક્રમ સમજવા જેવું છે.

જૈન શાસ્ત્રના આધારથી જણાવે છે-કે **નળરાજા** દીક્ષા લીધા પછી દમયંતી સાધ્વીનું રૂપ જોઇ ચારિત્રમાંથી ચળાયમાન થયા. શ્રી નેમિનાથ પ્રભુના ભાઈ **રહનેમિ** ગિરનાર ઉપર ગુફામાં ધ્યાનસ્થ જે સ્થળે રહ્યા હતા તે સ્થળે વર્ષાદથી ભીંજાયેલા રાજીમતી સાધ્વીજી ( અજાણ્યા ) પેસીને પોતાનાં ભીનાં વસ્ત્ર પહોળા કરતા હતા ત્યારે તેમને નવસ્ત્રા જોઇને ધ્યાનથી ચૂકયા હતા. તેમ જ રાજા શ્રેણિકની રાણી ચેલ્લણાનું અદ્ભુત રૂપ જોઇને મહાવીર પ્રભુના મુનિઓ વ્યામોહ પામ્યા હતા. એ બધો પ્રકાર કામબાણની વ્યથાથી થતો ઉન્માદ જ જાણવો-કામવશ થયેલી વિહ્વળતાનું પરિણામ સમજવું.

ભવિતવ્યતા યા ભાવીભાવની વાત જુદી છે, પરંતુ તેવું માની લઇને શાસ્ત્રોક્ત પુરુષાર્થ તજી દેવાનો નથી. એટલું જ નહિ પણ તેને દૃઢપણે સેવવો-આદરવો જરૂરનો છે. કામદેવને જીતવા અથવા તેનાથી પોતાના બ્રહ્મવ્રતનું રક્ષણ કરવા-પોતાનો બચાવ કરવા માટે જ્ઞાની પુરુષોએ નવ પ્રકારની બ્રહ્મ ગુપ્તિ ( નવ બ્રહ્મચર્યની વાડો ) કહી છે તેનું યત્નપૂર્વક પાલન કરવું જોઇએ.



## ૨. પુરુષ–સ્ત્રીનાં ગુણદોષ

### પુરુષ અને સ્ત્રીનાં ગુણદોષક વર્ણનાધિકાર

( રથોદ્ધતા વૃત્ત )

ઉત્તમા પણ નરા ન સંભવે, મધ્યમા તિમ ન યોષિતા હુવે;
એહ ઉત્તમિક માધ્યમીપણો, બેહુ માંહી ગુણદોષનો ગિણો. ૫

" પુરુષ એટલે બધા ઉત્તમ જ હોય એમ ન સમજવું અને સ્ત્રી એટલે બધી મધ્યમ હોય એમ ન સમજવું. સ્ત્રી કે પુરુષ થવાથી ઉત્તમ મધ્યમપણું આવતું નથી, પણ પુરુષમાં કે સ્ત્રીમાં ઉત્તમ અને મધ્યમપણું ગુણ અને દોષથી જ આવે છે." તેથી તે બંને જાતિના ગુણદોષ પ્રગટ કરતાં ગ્રંથકાર કહે છે:—

---

### ( ૧ ) પુરુષગુણ વર્ણન.

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

જે નિત્યે ગુણવૃંદ લે પરતણા, દોષો ન જે દાખવે,
જે વિશ્વે ઉપકારીને ઉપકરે, વાણી સુધા જે લવે;
પૂરા પુનમચંદ જેમ સુગુણા, જે ધીર મેરુ સમા,
ઊંડા જે ગંભીર સાયર જિયા, તે માનવા ઉત્તમા. ૬

( અનુષ્ટુપ્ વૃત્ત )

રૂપસૌભાગ્યસંપન્ના, સત્યાદિગુણશોભના;
તે લોકે વિરલા ધીરા, શ્રીરામ સદશા નરા. ૭

જે સજ્જનો સદા ય પરના ગુણગણને ગ્રહણ કરે છે— ગુણની પ્રશંસા કરે છે, તેમ જ બની શકે તેટલું તેનું અનુ-

કરણ પણ કરે છે; પરંતુ પરના દોષો ઉઘાડા કરી વિગોવણા (નિંદા-લઘુતા) કદાપિ કરતા નથી, વળી જેઓ ઉપકારીજનોનો ઉપકાર ભૂલતા નથી, કૃતજ્ઞપણે તેમનો પ્રત્યુપકાર કરવા તક મળે તો જે ચૂકતા નથી, મુખથી અમૃત જેવાં મીઠાં વચન જ બોલે છે, જેઓ શરદ્ઋતુના સંપૂર્ણ શીતળતા વર્ષાવનારા મેરુ-પર્વત જેવી ધીરતા-નિશ્ચળતા અને સાગર જેવી ગંભીરતા ધરનારા છે તેવા માનવો જ ઉત્તમ પંક્તિના લેખાય છે.

૩૫ સૌભાગ્યથી શોભિત અને સત્ત્વ-પરાક્રમાદિક ગુણો-વડે અલંકૃત શ્રી **રામચન્દ્રજી** જેવા ધીર, વીર, ગંભીર, વિરલા મનુષ્યો જ હોય છે.

---

## ( ૨ ) પુરુષદોષ વર્ણન

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

લંકા સ્વામી હરંતી રામ તજી તે સીતાતણી એ થકી,
સ્ત્રી વેચી હરિશ્ચંદ્ર પાંડવ નૃપે કૃષ્ણા[1] ન રાખી શકી;
રાત્રે છાંડી નિજ પ્રિયા નળનૃપે એ દોષ મોટા ભણી,
જોવા ઉત્તમમાંહિ દોષ ગણના કાં વાત બીજા તણી? ૮

**રાવણ** જેવા પ્રતિવાસુદેવે **સીતા** જેવી પવિત્ર સતીનું હરણ કર્યું, **રામચંદ્ર** જેવા નમૂનેદાર નીતિવંત રાજાએ **સીતા** સતીનો ત્યાગ કર્યો, **હરિશ્ચંદ્ર** રાજાએ પોતાની રાણી **તારામતીને** વેચી, **પાંડવો** પોતાની પત્ની **દ્રૌપદીને** જૂગારમાં હારી ગયા, તેમજ પદ્મોત્તર રાજાએ હરણ કરાવ્યું ત્યારે રાખી ન શકયા. વળી **નળરાજા** પોતાની પ્રાણપ્રિય રાણી **દમયંતીને** રાત્રે એકલી વનમાં

---

૧ દ્રૌપદી

મૂકીને ચાલ્યા ગયા. આવા મોટા પ્રસિદ્ધ ઉત્તમ પુરુષો પણ ગંભીર ભૂલ કરે છે તો બીજા સામાન્ય મનુષ્યની તો શી વાત કરવી?

## ૩. સ્ત્રીગુણ વર્ણન.

( ઉપજાતિ વૃત્ત )

સુશિખ આલે પ્રિય ચિત્ત ચાલે,<br>
જે શીળ પાળે ગૃહ-ચિંત ટાળે;<br>
દાનાદિ જેણે ગૃહધર્મ હોઇ,<br>
તે ગેહી નિત્યે ઘર લચ્છી સોઇ. ૯

ઉત્તમ સ્ત્રી પોતાના પતિને દરેક ઉપયોગી કાર્ય પ્રસંગે એક સલાહકારક ઉત્તમ મંત્રીની પેઠે સલાહ આપે છે, પોતાના પતિના આશયને અનુસરીને ચાલે છે, મન-વચન-કાયાથી સ્વપતિ-સંતોષરૂપ નિર્મળ શીલ પાળે છે, નિર્દોષ વર્તનથી સાવધાનપણે ગૃહદોષ અથવા ઘરચિંતા દૂર કરે છે અને ઘરે આવેલા અતિથિ (સાધુ-મહાત્માદિક) તથા અભ્યાગત-મહેમાન-પરોણાદિકનો યથાયોગ્ય સત્કાર-સન્માન કરી ગૃહસ્થધર્મ દીપાવે છે. સૌભાગ્યવંતી કુલીન પતિવ્રતા સ્ત્રી પોતાના પવિત્ર ગુણોવડે ગૃહલક્ષ્મી લેખાય છે, પતિ અને કુટુંબ પરિવારમાં તે સારું માન પામે છે અને ગૃહવ્યવસ્થા ઉત્તમ રીતે ચલાવવા સાથે પોતાનું તથા પોતાના કુટુંબ પરિવારના હિતનું ભલી રીતે રક્ષણ કરવાથી તે ગૃહદેવી તરીકે પૂજાય-મનાય છે. સતી સ્ત્રીઓ આવી જ હોવી ઘટે છે.



## ૪. સ્ત્રી-દોષ વર્ણન

( ઉપજાતિ વૃત્ત )

ભર્ત્તા હણ્યો જે પતિમારિકાએ,
નાંખ્યો નદીમાં સુકુમારિકાએ;
સુદર્શન શ્રેષ્ઠિ સુશીળ રાખ્યો,
તે આળ દેઈ અભયાએ દાખ્યો. ૧૦

( વસંતતિલકા વૃત્ત )

માર્યો પ્રદેશી સુરિકંત વિષાવળીએ,
રાજા યશોધર હણ્યો નયનાવળીએ;
દુઃખી કર્યો સ્વસુર નૂપુરપંડિતાએ,
દોષી ત્રિયા ઇમ ભણી ઇણ દોષતાએ. ૧૧

પતિમારિકા **સુકુમારિકાએ** પોતાના પતિને મારી નદીમાં નાંખી દીધો હતો. **સુદર્શન** શેઠે નિર્મળ શીલ (સ્વ-સ્ત્રીસંતોષવ્રત) પાળ્યું હતું, તેના ઉપર **અભયા** રાણીએ ખોટું આળ-કલંક ચઢાવ્યું હતું. **સૂરિકાંતા** રાણીએ પોતાના પતિ પ્રદેશીરાજાને કામાંધ બનીને ભોજનપ્રસંગે ઝેર દીધું હતું, તેમ જ **નયનાવલીએ** પોતાના પતિ **યશોધર** રાજાને ગળે ફાંસો દઇને માર્યો હતો અને **નૂપુરપંડિતાએ** પોતાનું ખોટું ચરિત્ર છૂપાવવા માટે પોતાના પતિને ભોળવી વૃદ્ધ સસરાને કપટરચનાથી હેરાન કર્યો હતો. આવા દુષ્કૃત્યોથી સ્ત્રીઓને દોષિત ગણાવી છે. કામાન્ધપણાથી સ્ત્રીઓ ન કરવાનાં કામ કરે છે, સાહસ ખેડે છે, કુળલજ્જા, લોકલજ્જાદિક તજી અનાચાર સેવે છે; પરંતુ સુકુલીન સતી સ્ત્રીઓ તો પ્રાણાંતે-કષ્ટ સહન કરીને પણ

પોતાના પવિત્ર શીલનું જ રક્ષણ કરે છે. તેવી સ્ત્રીઓ સદ્દગુણી–સુલક્ષણી ગણાય છે.

---

## ૩. સુલક્ષણી સ્ત્રી વર્ણન

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

**રૂડી રૂપવતી સુશીલ સુગુણી લાવણ્ય અંગે લસે,**
**લજ્જાળુ પ્રિયવાદિની પ્રિયતણે ચિત્તે સદા જે વસે;**
**લીલા યૌવન ઉલ્લસે ઉરવશી જાણે નૃલોકે વસી,**
**એવી પુણ્યતણે પસાય લહીએ રામા રમા સારસી. ૧૨**

( ઉપજાતિ વૃત્ત )

**સીતા સુભદ્રા નળરાયરાણી,**
**જે દ્રૌપદી શીલવતી વખાણી;**
**જે એહવી શીલગુણે સમાણી,**
**સુલક્ષણા તે જગમાંહી જાણી. ૧૩**

રૂડી–રૂપાળી, સુશીલવંતી, સદ્દગુણી, લાવણ્યની શોભાવાળી, લજ્જાવંતી, પ્રિયવાદિની–પ્રિય–મિષ્ટવચન બોલનારી, પતિના મનમાં વસી રહેનારી, વિનીત અને યૌવનવયની શોભાથી જાણે ઉર્વશી આ મૃત્યુલોકમાં આવી વસી હોય એવી, લક્ષ્મીના અવતાર જેવી સાનુકૂળ સ્ત્રીનો સંબંધ પૂર્વના પુન્યયોગે પ્રાપ્ત થઇ શકે છે. આવી સ્ત્રીના યોગે ગૃહસ્થધર્મ સારી રીતે પાળી શકાય છે, તેથી પવિત્ર ગુણવંતી સ્ત્રીને **ધર્મપત્ની** કહેવામાં આવે છે.

**સીતા, સુભદ્રા, દમયંતી** અને **દ્રૌપદી** વિગેરે અનેક સતીઓ પોતાના પવિત્ર શીલગુણવડે જગપ્રસિદ્ધ થયેલી છે.

એવા પવિત્ર શીલગુણવડે જે કોઇ સ્ત્રી અલંકૃત હોય તે જગતમાં સુલક્ષણી ગણાવા યોગ્ય છે.

અત્રે સમજવાની જરૂર છે કે કેવળ વિષયવાસનાની ક્ષણિક તૃપ્તિ કરવા માટે જ સ્ત્રીસંબંધ ( લગ્ન ) કર્તવ્ય નથી. લગ્નનો આશય ઘણો વિશાળ–ગંભીર છે, તે કામાંધજનો સમજતા નથી. તેવો સંબંધ તો પશુપક્ષીઓ પણ કરે છે, છતાં તેમનામાં પણ પ્રેમમર્યાદા જોવામાં આવે છે. પશુપંખીઓ કરતાં મનુષ્ય સ્ત્રી–પુરુષોમાં બુદ્ધિબળ વધારે હોય છે તે નિશ્ચિત છે, તેવડે ધારે તો તેઓ લગ્નની ઊંચી નેમ સમજી, વિવેક મર્યાદાવડે તેને સફળ કરી શકે છે. તે તો જ્યારે કોઇ સદ્ગુરુની કૃપાથી કે પૂર્વજન્મના શુભ સંસ્કારથી તે ઉભય–પતિ-પત્નીમાં દૈવી પ્રેમ પ્રગટે એટલે તુચ્છ વિષયભોગની વાંછના તજી અથવા કમી કરી અર્થાત્ તેને પુંઠ દઇ, લોકોત્તર સુખની પ્રાપ્તિ થાય એવું સાધન એક રાગથી કરવા ઉજમાળ બને અને તેવાં હિતસાધનમાં એક બીજા સ્વાર્થત્યાગ કરી કેવળ પરમાર્થદૃષ્ટિથી એક બીજાને મદદ કરતા રહે ત્યારે જ બની શકે અને ખરી રીતે જોતાં તે જ વ્યાજબી અને યોગ્ય માર્ગ છે.

પ્રારબ્ધયોગે સ્ત્રીપુરુષ યોગ્ય જુદાજુદા દેહ પ્રાપ્ત થયા છતાં સદ્ગુરુકૃપાથી વિવેકદૃષ્ટિ ખૂલતાં સમજી શકાય છે કે—“ **આત્મતત્ત્વ ઉભયમાં સમાન છે, ને શક્તિરૂપે તો તે પરમાત્મા સમાન છે.** ” જે આત્મતત્ત્વપૂર્ણ પરમાત્મરૂપે પ્રગટયું નથી તેને જ પ્રગટ કરવા, બને તેટલી સાનુકૂળતા મેળવી વિવેકથી પ્રયત્ન કરવા જોડાવું એ જ ઉભય–સ્ત્રીપુરુષને હિતકારી કર્ત્તવ્ય છે.



# ૪. સંયોગ વિયોગ વિષે

( માલિની વૃત્ત )

પ્રિય સખી પ્રિય યોગે, ઉલ્લસે નેત્ર રંગે,
હસિત મુખ શશી જ્યું, સર્વ રોમાંચ અંગે;
કુચ યુક મુજ વૈરી, નમ્રતા જે ન દાખે,
પ્રિય મિલણ સમે જે, અંતરો તેહ રાખે. ૧૪.

દિન વરસ સમાણે, રેણિ[1] કલ્પાંત જાણે,
હિમ રજ કદલી જે, તેહ ઝાળા[2] પ્રમાણે;
શિશિર સિકર શો જે, સુર શો સોઈ લાગે,
પ્રિય વિરહ પ્રિયાને, દુઃખ શું શું ન જાગે? ૧૫.

ખરી પતિવ્રતા સ્ત્રીને પોતાના પ્રાણપ્રિય સુગુણ પતિનો સમાગમ થતાં જે હર્ષ-પ્રહર્ષ કે પ્રમોદ થાય છે તેનું વર્ણન એક સ્ત્રી પોતાની પ્રિય સખી સમીપે કરે છે. જેવી રીતે શુદ્ધ ચેતના પોતાના આત્મારામ પ્રભુને ભેટતાં-શુદ્ધ અનુભવદ્વારા તેની સાથે ભેટો થતાં પોતાની સુમતિ સખી પાસે પોતાના હૃદય ઉદ્‌ગાર કાઢે છે અને પોતાનામાં પ્રગટેલો પ્રેમ કે પ્રેમના ચિહ્ન જણાવે છે તે અત્રે ઉપનયથી સમજી લેવાં.

હે પ્રિય સખિ ! મારા પ્રાણપ્રિય પતિના યોગે મારા ઉભય નેત્ર આનંદ-હર્ષથી ઉભરાઈ જાય છે, મુખ-મુદ્રા ચંદ્રની જેમ સ્મિત-હાસ્યથી શોભી-ચમકી રહે છે અને આખા શરીરમાં હર્ષ માતો-સમાતો નથી, તેના મિષથી બધાં રોમાંચ-રૂવાંડાં ખડાં થઈ જાય છે. પ્રાણપતિની સાથે ભેટો કરતાં-

૧ રાત્રિ. ૨ જ્વાળા.

એકમેક થઈ જતાં ફક્ત એક સ્તન–યુગલ જ અંતરાયરૂપ થાય છે–નમ્રતા દાખવતા નથી અને ઉન્નત થઈ જાય છે, એટલે વચમાં આંતરો રાખે છે, જે મને ઇષ્ટ નથી. હું તો મારા પતિથી લગારે અંતર રહે તેવું ઈચ્છતી યા પસંદ કરતી નથી.

ઉપર કહી તે લૌકિક પ્રેમની વાત કહી તેની અવધિ–મર્યાદા બતાવી, એ કરતાં શુદ્ધ ચેતનાનો પોતાનો આત્મારામ પ્રભુ સંગાથે ભેટો થતાં જે અપૂર્વ અલૌકિક કે લોકોત્તર પ્રેમ પ્રગટે છે તે તો અવધિ–મર્યાદા વગરનો અનવધિ–અમર્યાદ–અખંડ અને અનંત હોય છે. હજી સુધી તેવા અનવધિ પ્રેમનો તો વિયોગ છે. તે દૂર કરવાના પવિત્ર લક્ષથી જ સુગુણ દંપતી-એ એકતાર બની સાવધાનપણે સ્વધર્મ સાધના કરવી ઘટે છે. આવું પવિત્ર લક્ષ શુદ્ધ સમ્યગ્દૃષ્ટિવંત દંપતીમાં જ સંભવે છે, જે અન્ય શાણા દંપતીવર્ગને પણ અનુકરણ કરવા યોગ્ય છે.

પ્રાણપ્રિય પતિનો વિરહ ખરી પતિવ્રતા નારીને કેટલો પીડે છે તેનું અત્ર વર્ણન કરે છે.

સુગુણ પતિના વિરહનો એક દિવસ વરસ જેવડો મોટો થઈ પડે છે અને એક રાત્રિ જાણે કલ્પાંત કાળ જેવી મોટી ભયંકર લાગે છે. વિનોદી દંપતીને ઠંડક ઉપજાવનારું કદલી–કેળનું વન પણ તેણીને શાન્તિ ઉપજાવી શકતું નથી અને ચંદ્રના શીતળ કિરણોથી તેના આંતર તાપની શાંતિ થઈ શકતી નથી, ઊલટાં તે બધા તેણીને તાપકારી થઇ પડે છે. આ વાતમાં ફક્ત લૌકિક પ્રેમપાત્ર પતિના વિરહે પતિવ્રતા સ્ત્રીને કેવી વ્યથા–પીડા થાય છે તેનો જ કંઈક ચિતાર આપ્યો છે.

શુદ્ધ ચેતનાને પોતાના આત્મારામ પતિના વિરહે કેટલું દુઃખ થયા કરતું હશે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે, કેમકે તેણીનો પ્રેમ લૌકિક નહિ પણ લોકોત્તર-અલૌકિક-અસાધારણ હોય છે. આ વાતની કંઇક ઝાંખી-શ્રી **આનંદઘનજી** મહારાજ જેવા અદ્‌ભુત-અવધૂત-યોગી-અધ્યાત્મી પુરુષે હૃદયથી ગાયેલાં પદો વાંચવાથી કે વિચારવાથી-તેના રસજ્ઞને થોડાઘણા અંશે થઈ શકે છે. જેમાં ચેતના પોતાનું વિરહ-દુઃખ સુમતિ સખી પાસે અથવા અનુભવ મિત્ર પાસે નિવેદન કરી તે દુઃખ નિવારવા આત્મારામ પ્રભુનો ભેટો કરાવવા કહે છે.

---

## ૫. માતા પ્રત્યે કર્તવ્ય.

( ઇંદ્રવજ્રા વૃત્ત )

જે માતનો બોલ કદા ન લોપે,
તે વિશ્વમાં સૂરજ જેમ ઓપે;
જ્યાં ધર્મચર્યા બહુધા પરીખી,
ત્યાં માતપૂજા સહુમાં સરીખી. ૧૬

જે માત મોહે જિન એમ કીધો,
ગર્ભે વસંતા વ્રત નેમ લીધો;
જે માત ભદ્રા વયણે પ્રબુદ્ધો,
શીલા તપંતે અરહન્ન સિદ્ધો. ૧૭

બાળક ઉપર માતાનો ઉપકાર અમાપ છે. બાળકને માટે માતા કેટલાં કેટલાં કષ્ટ ઉઠાવે છે ? તેનો ખ્યાલ બારીકીથી અવલોકન કરનારને જ આવે છે. પોતાનું બાળક બધી રીતે

સુખી થાય એવી કાળજી કરુણાળુ માતા અને પિતા જેટલી રાખે છે તેટલી બીજા કોણ રાખી શકવાના છે ? એ વાત પશુ જેવા વિવેક વગરના કઈક બાળકો અને જુવાનો પણ વિસરી જાય છે અને પોતાનાં ઉપગારી માતાપિતાની ખરી તકે સેવા-ચાકરી કરવાને બદલે ઊલટા તેઓને સંતાપે છે, અપમાન કરે છે, હલકા શબ્દો કહે છે, ફોગટના વગોવે છે અને તેમનો આ લોક અને પરલોક ઉભય બગડે તેવાં કામ કરે છે. આવાં નબળાં બોલ બોલનારાં, હલકાં-હીચકારાં કામ કરનારાં પુત્રો કપુતોની જ પંક્તિમાં લેખાય છે; પરંતુ જેઓ પોતાનાં માતપિતાનો પોતાના ઉપરનો અમાપ ઉપકાર સંભારી સંભારી તેમને હરેક રીતે સંતોષવાની-પ્રસન્ન રાખવાની પોતાની પવિત્ર ફરજ સમજતા હોય અને એક પળ પણ તે વિસરતા ન હોય તે જ ખરા સપુત હોઈ પ્રશંસાપાત્ર લેખાય છે.

જે સપુતો પોતાના પરોપકારી માતપિતાના હિતકારી બોલ કદાપિ ઉત્થાપતા નથી, તેમની પ્રત્યેક હિતકર આજ્ઞાને માથે ચઢાવે છે અને તેનું ખંતથી પરિપાલન કરે છે તેઓ આ જગતમાં સૂર્યની જેમ પ્રતાપ પામી શોભી નીકળે છે, સર્વત્ર તેમનો યશ ગવાય છે અને ઠેકાણે ઠેકાણે માન-પ્રતિષ્ઠા પામે છે. ગમે તે ધર્મ-પંથમાં માતપિતાની સેવા-ભક્તિ કરવા અને તેમની હિતકારી આજ્ઞાનું પરિપાલન કરવા એક સરખી રીતે ફરમાવેલું જણાય છે, તેમ છતાં તુચ્છ વિષયાદિ સુખને વશ બની પશુ જેવા વિવેક વગરના કઇક પામર માણસો પોતાના માતાપિતાની પ્રગટ અવગણના કરતા દેખાય છે, એ ખેદની વાત છે. તેમને કપુત કહીને બોલાવનાર ઉપર તે ડોળા

કાઢી લડવા ધાય છે, તેને બદલે જો તેઓ પોતાનાં આચરણ સુધારી ખરી રીતિ-નીતિના માર્ગે ચાલે તો તેઓ બદનામ નહિ થતાં જલદી સપુતોની પંક્તિમાં દાખલ થઇ સર્વત્ર પ્રશંસા પામી શકે.

ભારતવાસી આર્યજનોનું એ પ્રથમ કર્તવ્ય છે કે પ્રથમના વખતનાં આર્ય સંતાનોની માતપિતા પ્રત્યેની આદર્શ ભક્તિ-સેવાનું યથાર્થ ભાન કરી લેવું જોઇએ. આપણે નગુણા થવું ન જોઇએ. માતાના ગર્ભમાં વસતા ભગવાન **વર્ધમાનસ્વામી**એ તથાપ્રકારનો સંયોગ જોઇ "**માત પિતા જીવતા રહે ત્યાંસુધી મારે વ્રત-દીક્ષા ન લેવી.**" એવો દૃઢ અભિગ્રહ-નિશ્ચય કર્યો તે શું આદર્શ ભક્તિનો નમૂનો નથી ? વળી **ભદ્રામાતા**નો પુત્ર **અરહન્ન-અરણીક** કર્મવશ મુનિપણાથી-વ્રતથી ચલિત થયો હતો, તે વાત તેની માતા સાધ્વીને જણાતાં તે પુત્ર-મુનિને જે બોધવચન કહ્યાં હતાં તેનો યથાર્થ આદર કરવા પોતાથી બીજી રીતે બની શકે એવું નહિ હોવાથી તેણે તાપથી ધગધગતી શિલા ઉપર અનશન કરી લીધું અને એ રીતે સ્વાત્માર્પણ કરવાથી તે પાર પામી ગયા-મોક્ષે ગયા, એ શું ઓછું અર્થસૂચક છે ?

---

## ૬. પિતા-વાત્સલ્યતા.

( ઇંદ્રવજ્રા વૃત્ત )

જે બાળ ભાવે સુતને રમાડે,<br>
વિદ્યા ભણાવે સરસું જમાડે;<br>
તે તાતનો પ્રત્યુપકાર એહી,<br>
જેહ તેહની ભક્તિ હિયે વહેવી. ૧૮

વડિલ જનો પ્રત્યે જે કોઇ જેટલું નિરભિમાનપણે સ્વાત્માર્પણ કરે છે તે તેમને પોતાને તેમ જ અન્યને પણ પરંપરાએ અતુલ લાભદાયક થાય છે, તે હસ્તામલક જેવું સ્પષ્ટ છે.

આગળના વખતમાં આર્યપુત્રો-ભારતસંતાનો બહુ પવિત્ર આદર્શ જીવન ગુજારતા. તથા રાજાપ્રજા, પિતાપુત્ર, સાસુવહુ, ગુરુશિષ્ય અને સ્વામીસેવક સહુ પ્રાયઃ પવિત્ર ભાવનાથી પોત-પોતાનો કર્તવ્ય-ધર્મ યથાર્થ સમજી, ઊંડી શ્રદ્ધા રાખી તેનું બરાબર પાલન કરતા હતા, તેથી તેમની કીર્ત્તિ સર્વત્ર ગવાતી હતી. તે વખતે ભારતનો ઉદય સર્વોત્કૃષ્ટ ગણાતો હતો. જેમ જેમ લોકોની ભાવના-નિષ્ઠા નબળી-નિકૃષ્ટ થતી ગઇ અને તેમનાં આચરણ હલકાં થતાં ગયાં તેમ તેમ તેમની સાથે ભારતની પણ અવનતિ થતી ચાલી. જે કોઇ મહાશય ભારતનો તેમ જ ભારતવાસી જનોનો અંતઃકરણથી ઉદય જ ઇચ્છતો હોય તે સહુએ પ્રથમ પોતાનું જ વર્તન પવિત્ર ભાવનામય કરી અન્યને દૃષ્ટાન્તરૂપે થવું જોઇએ.

---

## કામવર્ગ ઉપસંહાર.

(તોટક વૃત્ત)

ઇમિ કામ વિલાસ ઉલાસત એ,
રસ રીતિ રુચે અનુભાવત એ;
જિમ ચંદન અંગ વિલેપત એ,
હિય હોય સદા સુખ સંપત એ. ૨૨

ઇતિશ્રી સૂક્તમુક્તાવલ્યાં તૃતીયપુરુષાર્થ-
રૂપ કામવર્ગ સમાપ્ત

# શ્રી સૂક્તમુક્તાવળી



## મોક્ષવર્ગ.



( અધિકારો )

( ઉપજાતિ વૃત્તમ્. )

ग्राह्या: कियंतोऽप्यथ मोक्षवर्गे ।
कर्मक्षमासंयमभावनाद्याः ॥
विवेकनिर्वेदनिजप्रबोधा ।
इत्येवमेते प्रवरप्रसंगाः ॥ १ ॥

ચોથા અધિકાર મોક્ષવર્ગમાં મોક્ષ, કર્મ, વિપાક, ક્ષમા, સંયમ, બાર ભાવના, રાગદ્વેષત્યાગ, સંતોષ, વિવેક, નિર્વેદ–વૈરાગ્ય અને આત્મબોધ એમ દશ ઉત્તમ અધિકારરૂપ પ્રસંગો–વિષયો ગ્રહણ કરવામાં–કહેવામાં આવશે.



# ૧. મોક્ષાર્થ વિષે



પરમપદ-મોક્ષ માટે પુરુષાર્થ ફોરવવા હિતોપદેશ.

( માલિની વૃત્ત. )

ઇહ ભવ સુખ હેતે, કે પ્રવર્તે ભલેરો,
પરભવ સુખ હેતે, જે પ્રવર્તે અનેરો;
અવર અરથ છંડી, મુકિત પંથા અરાધે,
પરમ પુરુષ સોઇ, જેહ મોક્ષાર્થ સાધે. ૧

તજિય ભરતકેરી, જેણ ષટ્ખંડ ભૂમિ,
શિવપથ જિણ સાધ્યો, સોળમા શાંતિ સ્વામી;
ગજ મુનિ સુપ્રસિદ્ધા, જેમ પ્રત્યેકબુદ્ધા,
અવર અરથ છંડી, ધન્ય તે મોક્ષ લુદ્ધા. ૨.

જગતના ભિન્ન ભિન્ન રુચિવાળા જીવો પૈકી કોઇ આ લોકના સુખ માટે કે કોઇ પરલોકના સુખ માટે પ્રવૃત્તિ-પ્રયત્ન કરતાં દેખાય છે, પણ એ બધી આશા-તૃષ્ણા તજી જે કેવળ કર્મ-મુક્ત થઇ મોક્ષપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે તે જ ખરેખર પરમપુરુષાર્થની પંક્તિમાં ગણાવા યોગ્ય છે. આત્મજ્ઞાનનો ઊંડો પ્રકાશ જેને થયો છે તે **શાંતિનાથાદિ તીર્થંકરો**, **ભરતાદિક ચક્રવર્તીઓ**, **નમિપ્રમુખ પ્રત્યેકબુદ્ધો** અને **ગજસુકુમાલાદિક મુનિવરો** બીજો બધો ય અર્થ તજી દઇ દૃઢશ્રદ્ધા અને શુદ્ધ ચારિત્રને સેવી મોક્ષના જ અધિકારી થયા છે તેમને ધન્ય છે.

ઉત્તમ ક્ષમાદિક ધર્મનું સેવન કરવાથી દુરિત-તાપ દૂર થાય છે, કરેલું તપ લેખે લાગે થાય છે, કર્મનો અંત આવે છે, પુન્યલક્ષ્મીની વૃદ્ધિ થાય છે અને શ્રુતજ્ઞાનનું આરાધન થાય છે. ઉત્તમ ક્ષમા-સમતાયોગે જ **ખંધકસૂરિના શિષ્યો, દૃઢપ્રહારી, કૂરગડુ, ગજસુકુમાલ** અને **મેતાર્ય** પ્રમુખ મહામુનીશ્વરો સકળ કર્મનો ક્ષય કરી મુક્તિપદને પ્રાપ્ત થયા છે.

આત્મસંયમ( Self-Restraint )વડે આત્મામાં નવા કર્મ આવી દાખલ થઈ શકતાં નથી અને સમતા સહિત તીવ્ર તપ કરવાથી પૂર્વે કરેલાં કર્મ બળીજળી નષ્ટ થાય છે. એથી સ્વઆત્મ શીઘ્ર શુદ્ધ થવા પામે છે, એટલે અત્યારસુધી કર્મ-મળવડે ઢંકાઇ રહેલા સકળ સ્વગુણો પ્રકાશમાન થાય છે એ જ ખરેખરી સ્વદયા છે અને એવી જ રીતે અન્ય ભવ્યાત્માઓને નિજ નિજ આત્મગુણો પ્રકાશમાન કરવા સમ્યગ્જ્ઞાન, સમ્યગ્-શ્રદ્ધા-દર્શન, સમ્યગ્ચારિત્રનો સત્ય માર્ગ બતાવવો તે જ ખરી શ્રેષ્ઠ દયા છે. આ ભાવદયાને અડચણ-હરકત ન આવે પણ પુષ્ટિ મળે એવા પવિત્ર લક્ષ્યથી જ દ્રવ્ય દયા-સ્વપરપ્રાણરક્ષા કરવા, વીતરાગ પરમાત્મા શાસ્ત્રદ્વારા આપણને ફરમાવે છે.

અહિંસા, સંયમ અને તપ લક્ષણ ધર્મને પરમ મંગળ-રૂપ શાસ્ત્રમાં વખાણ્યો છે. અનિત્યાદિ દ્વાદશ-બાર ભાવના અને મૈત્રી, મુદિતા, કરુણા અને મધ્યસ્થતા રૂપ ભાવના ચતુષ્કરૂપી રસાયણનું સેવન કરનાર ભાવિત આત્મા સકળ અશુભ કર્મરોગને ટાળી ક્ષમાદિક ઉત્તમ ગુણોનું સેવન કરી સ્વાત્મગુણની પુષ્ટિ કરવા સમર્થ થાય છે, સ્વાત્મગુણોનો સંપૂર્ણ વિકાસ થાય એ જ ખરો મોક્ષ છે.

---

# ૨. કર્મ વિષે.

## કર્મ વિપાક વર્ણનાધિકાર.

( માલિની વૃત્ત )

કરમ નૃપતિ કોપે, દુઃખ આપે ઘણેરાં,
નરયતિરિયકેરાં, જન્મ જન્મે અનેરાં;
શુભ પરિણતિ હોવે, જીવને કર્મ તેવે,
સુરનરપતિકેરી, સંપદા સોઇ દેવે. ૩.

કરમે શશિ કલંકી, કર્મે ભિક્ષુ પિનાકી,
કરમે બલિ નરેંદ્રે, પ્રાર્થના વિષ્ણુ રાંકી;
કરમ વશ વિધાતા, ઇંદ્ર સૂર્યાદિ હોઇ,
સબળ કરમ સોઇ, કર્મ જેવો ન કોઇ. ૪.

કર્મરાજાનો કાયદો એવો સખત છે કે જે કોઇ ખોટા વિચાર, ખોટા વચન, ખોટા ઉચ્ચાર કે ખોટા આચાર આચરે છે અથવા એવા સ્વચ્છંદપણે ચાલે છે તેની તે પૂરી ખબર લે છે. તેને અનેક તરેહનાં દુઃખો ભોગવવાં પડે છે, નરક તિર્યંચ ગતિના ફેરા આપીને રઝળાવે છે. આવી રીતે દુષ્ટ કર્મ-દુષ્કૃત્યો કરનારા નીચ જીવોને શિક્ષા આપે છે, તેમ જે રૂડા પરિણામથી સારા વિચાર, સારી વાણી અને સારા આચાર-આચરણ સેવે છે તેમને ઇંદ્ર તથા ચક્રવર્ત્તી જેવી મોટી સંપદા આપીને નિવાજે છે. સુકૃત્યો કરનારા અને સદ્‌ગુણી જીવો ઉપર પૂરતો અનુગ્રહ કરવાનું પણ કર્મરાજા ચૂકતો નથી. એક પ્રતાપી રાજાની પેઠે તે દુષ્ટ જીવોનો નિગ્રહ અને શિષ્ટ-ઉત્તમ જીવોનો અનુગ્રહ તેમના વિચાર, વાણી અને આચા-રના પ્રમાણમાં કરવાને સદા ય સાવધાન રહે છે.

વિશેષમાં એ કે શિક્ષા અથવા અનુગ્રહનું ફળ સંપૂર્ણ તે તે જીવો મેળવી રહે ત્યાંસુધી તેની પૂરી તપાસ રાખ્યા કરે છે અને તેવે પ્રત્યેક પ્રસંગે તેમની વૃત્તિનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરતો રહે છે. વળી તેમના શુભાશુભ વર્તન, હર્ષ, ખેદ, ઉન્માદ કે સમભાવ પ્રમાણે તેમનું હિતાહિત નિષ્પક્ષપણે કરવા તે પ્રવર્તે છે. કર્મ મહારાજાની જેમના ઉપર કૃપા-નજર થાય છે તે ઊંચી પાયરીએ ચઢી શકે છે અને તેની અવકૃપા થાય છે તેનો વિનિપાત-વિનાશ થતાં વાર લાગતી નથી. જેવું જેમનું વર્તન તેવું તેમને ફળ મળી રહે છે.

લૌકિક શાસ્ત્ર મુજબ ચંદ્ર કલંકિત થયો, શંકર-મહાદેવે ભીખ માંગી, બલીરાજા પાસે વિષ્ણુએ દીનપણે પ્રાર્થના કરી એ સર્વ કર્મવશવર્તીપણાથી સમજવું. વળી બ્રહ્મા, ઇન્દ્ર અને સૂર્યાદિ દેવો પણ કર્મયોગે ઊંચી પદવી પામ્યા અને કર્મ-વશ પોતાનું ભાન ભૂલી પાછા સ્ત્રી-મોહનીમાં ફસાઇ પડ્યા. કર્મરાજા જેવું કોઈ બીજું બળીયું જણાતું નથી.

આ પ્રમાણે કર્મનું વર્ણન થોડું ઘણું લૌકિક શાસ્ત્રોમાં પણ કરેલું દેખાય છે; પરંતુ તેનું યથાતથ્ય-આબેહૂબ યથાર્થ વર્ણન સર્વજ્ઞોપદેશિત જિનાગમ-જૈનશાસ્ત્રોમાં કરેલું છે. તેમાં વસ્તુતઃ કર્મનો કર્તા, ભોક્તા, સંસારમાં સંસર્તા અને સંસારનો અંત કરનાર જીવ પોતે જ કહ્યો છે. જેવાં જેવાં શુભાશુભ કર્મ જીવ પોતે કરે છે તેવાં તેવાં તેનાં સારાં-માઠાં ફળ તે સંસા-રમાં ભોગવે છે.

મિથ્યાત્વ-બુદ્ધિવિપર્યાસ, અવિરતિ-સ્વચ્છંદ વર્તન, હિંસા અસત્યાદિક પાપનું સેવન, ક્રોધ, માન, માયા, લોભરૂપ ચાર

કષાય અને મન-વચન-કાયાના યોગવ્યાપારવડે જે કાંઇ કરવામાં આવે છે તે જ કર્મ કહેવાય છે. તે શુભાશુભ પરિણામ-વડે શુભાશુભ કર્મ કરાય છે અને તેનું તેવું શુભાશુભ ફળ જીવને ભોગવવું પડે છે. શુભ કર્મનું ફળ મીઠું-સારું મળે છે અને અશુભ કર્મનું ફળ કડવું-ખરાબ હોય છે.

તીવ્ર રાગ-દ્વેષ કે કષાયવડે અશુભ કર્મ-ફળ અને મંદ રાગ-દ્વેષ કે કષાયવડે શુભ કર્મ-ફળ થવા પામે છે. ત્યાં સુધી જીવને સંસાર પરિભ્રમણ કરવું પડે છે.

વસ્તુત: જીવ-આત્મા-ચેતન સ્ફટિક જેવો નિર્મળ છે, પરંતુ કર્મરૂપી ઉપાધિને યોગે તે મેલો જણાય છે. જો તથાપ્રકારની અનુકૂળતા પામી, યથાર્થ જ્ઞાન, શ્રદ્ધા અને પુરુષાર્થ જે નિજ આત્મામાં જ ઢંકાઇ રહ્યા છે તેને જાગ્રત કરી એ અનાદિ કર્મઉપાધિને ટાળી દેવાય તો સંસાર-પરિભ્રમણનો અંત આવી જાય અને અનંત-અક્ષય-અવ્યાબાધ-શાશ્વત સુખરૂપ મોક્ષ પામી શકાય.

---

## ૩. ક્ષમા વિષે.

### ક્ષમાગુણ વર્ણનાધિકાર.

( માલિની વૃત્ત )

દુરિત ભર નિવારે, જે ક્ષમા કર્મ વારે,
સકળ તપ સધારે, પુણ્ય લક્ષ્મી વધારે;
શ્રુત સકળ આરાધે, જે ક્ષમા મોક્ષ સાધે,
જિણ નિજ ગુણ વાધે, તે ક્ષમા કાં ન સાધે? ૫

સુગતિ લહી ક્ષમાએ, ખંધ સૂરીશ શિષ્યા,
સુગતિ દઢપ્રહારી, કૂરગડુ મુનીશા;
ગજમુનિય ક્ષમાએ, મુક્તિ પંથા આરાધે.
તિમ સુગતિ ક્ષમાએ, સાધુ મેતાર્ય સાધે. ૬

ક્રોધાદિક કષાયની કે રાગદ્વેષની શાંતિ, સમતા, ધીરજ એ બધા ક્ષમાના રૂપાંતર–પર્યાયવાચક નામો છે. તેનો પ્રભાવ ખરેખર અલૌકિક છે. તે અશુભ–પાપકર્મને દૂર કરે છે. કરવામાં આવતાં બધા બાહ્ય–આભ્યતંર તપને સાર્થક કરે છે અને પુન્યલક્ષ્મી કહો કે શુભ કર્મને પોષે છે. ક્ષમા–સમતાયોગે સકળ શ્રુત–શાસ્ત્રનું સેવન–આરાધન થઇ શકે છે અને સકળ કર્મબંધનથી મુક્ત થઈ શકાય છે. જે સમતાથી સદા ય સ્વગુણની વૃદ્ધિ–પુષ્ટિ થવા પામે છે તેનાથી કઇ વસ્તુ સાધી ન શકાય ? અપિતુ–કહેવાનું કે સર્વ ઇચ્છિત વસ્તુ સમતાવડે સહેજે મળી આવે છે; પરંતુ એવી અપૂર્વ સમતા–ક્ષમા આવવી જ મુશ્કેલ છે.

જે મહાનુભાવ આત્મજ્ઞાન, આત્મશ્રદ્ધા અને આત્મસ્થિરતાને અભ્યાસબળે યથાર્થ પ્રાપ્ત કરી શકે છે તે જ પુરુષાર્થવંત આત્મા તેવી સમતાને પામે છે. બીજા પણ ધારે તો વધારે નહિ તો પણ તેવા સમર્થ સમતાવંત–નિકટભવી જનોની પ્રશંસા કરી અને તે તે કારણનો બને તેટલો અભ્યાસ કરી પોતાના આત્મામાં તથાપ્રકારની યોગ્યતા પેદા કરી શકે. એ પણ જરૂરનું જ છે.

**ઉપકાર, અપકાર, વિપાક, વચન અને અસંગ** એમ ક્ષમાના પાંચ પ્રકાર છે. પ્રથમની ત્રણ પ્રકારની લૌકિક ક્ષમા

છે, જ્યારે બીજી બે પ્રકારની લોકોત્તર ક્ષમા છે. જિનેશ્વર દેવનાં કે જિન આગમ-શાસ્ત્રનાં વચનાનુસારે સ્વચ્છંદપણાનો ત્યાગ કરી ક્ષમા આદરવી તે વચન ક્ષમા. તેની સતત સેવા-અભ્યાસવડે મોક્ષદાયક છે તે અસંગ ક્ષમા જાણવી.

ઉપર કહી તેવી અલૌકિક ક્ષમાયોગે પૂર્વે **ખંધકસૂરિના** પાંચસો શિષ્યો પરમપદ-મોક્ષ પામ્યા; તેમ જ **દૃઢપ્રહારી મુનિ, કૂરગડુ** મુનીશ્વર, **ગજસુકુમાળ** અને **મેતાર્ય મુનિ** પ્રમુખ મુનીશ્વરો અનેક અઘોર પરિષહ-ઉપસર્ગો સમભાવે સહન કરી પરમાનંદ પદને પામ્યા, તેમ આપણે પણ તેવી ક્ષમા ધારણ કરવા ખરો પ્રયત્ન કરવો ઘટે છે.

---

## ૪. સંયમ વિષે.

### સંયમ પ્રભાવ વર્ણનાધિકાર.

( સ્વાગતા વૃત્ત )

પૂર્વ કર્મ સવિ સંયમ વારે,
જન્મવારિનિધિ પાર ઉતારે;
તેહ સંયમ ન કેમ ધરીજે?
જેણ મુક્તિ રમણી વશ કીજે. ૭

તુંગ શૈલ બળભદ્ર સુહાયો,
જેણ સિંહ મૃગ બોધ બતાયો;
તેણ સંયમ લહીય અરાયો,
જેણ પંચમ સુરાલય પાયો. ૮

સમ્યક્ પ્રકારે-યથાર્થ રીતે યમ—નિયમનું પાલન કરવું, પાંચે ઇંદ્રિયોનું વિવેકથી સારી રીતે દમન કરવું, ક્રોધાદિક ચારે કષાયોનો ક્ષમાદિક ગુણના અભ્યાસવડે સારી રીતે નિગ્રહ કરવો, તેમ જ મન-વચન-કાયાને કબજે રાખી તેનો સદુપયોગ જ કરવો તેને જ્ઞાની પુરુષો **સંયમ** કહે છે.

તેવો અદ્ભુત સંયમ કહો કે આત્મનિગ્રહ કહો તે ઇન્દ્રાદિક દેવોને પણ દુર્લભ છે. કાયર અને સુખશીલ જનો તેથી કંપે છે. તલવારની ધાર ઉપર નાચવા કરતાં પણ સંયમસેવન અતિ કઠણ છે. તલવારની ધાર ઉપર તો નટ-બાજીગરો નાચી શકે છે પણ સંયમ પાળવું તેથી દુષ્કર હોવાથી સંયમનો મહિમા અદ્ભુત છે. એક રાંક જેવો પણ પૂર્વોક્ત સંયમના પ્રભાવે દેવેન્દ્ર અને ચક્રવર્તી જેવાને પણ પૂજા-સત્કાર કરવા યોગ્ય બને છે.

પૂર્વે કરેલાં અને નવા કરાતાં કર્મનું નિવારણ કરી જે આ ભયંકર ભવસાગરથી પાર ઊતરે છે અને અનંતા શાશ્વત સુખ સાથે કાયમ માટે જોડી આપે છે તેવા શુદ્ધ સંયમનું સેવન-આરાધન કરવા શા માટે આપણે આળસ-પ્રમાદ સેવી બેનશીબ રહેવું જોઈએ ?

સ્વચ્છંદ આચરણવડે જીવ સ્વહિતથી ચૂકી, અહિતને જ આદરી અંતે દુઃખી થાય છે. માઠાં આચરણ કરવાથી જ્યારે જીવ પરાધીન થઇ દુઃખી થાય છે ત્યારે તેનું કોઈ રક્ષણ કરી શકતું નથી.

કૃષ્ણ વાસુદેવનું અવસાન થયા પછી તેના અતિ પ્રિય બંધુ બળભદ્રજીને વૈરાગ્ય જાગ્રત થવાથી સંયમ લહીને તેનું યથાર્થ સેવન-આરાધન કર્યું. પોતાના અદ્ભુત રૂપથી કોઈ મોહાન્ધ

બની અનર્થભાગી ન થાય એવી પવિત્ર બુદ્ધિથી એકાન્ત તુંગગિરિ ઉપર નિવાસ કરી તપ, જપ, જ્ઞાન, ધ્યાનનો બળભદ્રમુનિએ એવો અભ્યાસ કર્યો કે તેના પ્રભાવથી હિંસક જાનવરો પણ શાંત બની ગયા અને પોતે કાળધર્મ પામી પાંચમા બ્રહ્મ દેવલોકમાં સીધાવ્યા.

---

## ૫. દ્વાદશ–બાર ભાવના વિષે.

### પહેલી અનિત્ય ભાવના

( માલિની વૃત્ત )

ધણ કણ તનુજીવી, વીજ ઝાત્કાર જેવી,
સુજન તરુણ મૈત્રી, સ્વપ્ન જેવી ગણેવી;
અહ મમ મમતાએ, મૂઢતા કાંઈ માચે,
અથિર અરથ જાણી, એણશું કોણ રાચે? ૯

ધરણી તરુ ગિરીંદા, દેખીએ ભાવ જેઈ,
સુર–ધનુષ પરે તે, ભંગુરા ભાવ તેઈ;
ઇમ હૃદય વિમાસી, કારમી દેહ છાયા,
તજીય ભરતરાયા, ચિત્ત યોગે લગાયા. ૧૦

લક્ષ્મી અને જીવિત વીજળીના ઝબકારા જેવાં ક્ષણભંગુર–જોતજોતામાં અદૃશ્ય થઇ જનાર છે, વળી સ્વજન કુટુંબી સાથેનો મેળો તથા જુવાનીનો સંગ સ્વપ્ન જેવો ક્ષણિક છે, તો પછી ખોટી માયા–મમતા કરી તેમાં શા માટે મુંઝાઈ રહો છો? વસ્તુની અસારતા અને ક્ષણિકતા વિચારી શાણા જનોએ તે તે વસ્તુમાં રાચવું જોઈએ નહિ.

પૃથ્વી, તરુ–વૃક્ષો અને પર્વતાદિક પદાર્થો ઇન્દ્રધનુષ્યની

જેવા સુંદર જણાતાં છતાં તે બધાં વિનાશવાળા છે. તેમની શોભા કારમી-કાયમ નહિ ટકી રહેનારી છે. વળી જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ થઇ જાય છે. સુંદર ઘટાદાર વૃક્ષો પણ એક વખતે શોભા વગરના બની રહે છે અને ડુંગર પણ છેટેથી રળીયામણા દેખાય છે. એવી જ રીતે આ શરીરાદિકની ઉપરની શોભા પણ કારમી-જોતજોતામાં જતી રહેનારી છે, એમ સમજી **ભરત ચક્રવર્તી**એ વૈરાગ્યને જાગ્રત કરી મોક્ષમાર્ગનો સ્વીકાર કર્યો, તેમ સુજ્ઞજનોએ પણ કાયાની માયા તજી, હિતકાર્યમાં મનને જોડવું જોઇએ.

જેની સાથે આપણો નિકટનો સંબંધ છે, જેને માટે જીવ કેટલીય જાતના પાપારંભ કરી દિન-રાત ચિંતા કર્યા કરે છે અને જોતજોતામાં કાળ જેનો કોળીયો કરી જાય છે તે કાયા જ ગમે તેટલી મમતા રાખ્યા છતાં આપણી થતી નથી તો પછી એથી જુદા-દૂર-અળગા રહેતા સ્વજન, લક્ષ્મી પ્રમુખ પદાર્થો તો પોતાના શી રીતે થઇ શકવાના હતા ? તેમ છતાં ભ્રાંતિવશ મૂઢ જીવ તે તે પદાર્થોમાં મમતા રાખી રહે છે. અનિત્ય, અશુચિ અને જડ એવા આ દેહાદિક ઉપરની મમતા તજી, વૈરાગ્ય જગાવી, ધન્ય-કૃતપુન્ય જનો જ તે દ્વારા નિત્ય-શાશ્વત, પવિત્ર અને સ્વાભાવિક ધર્મ પ્રાપ્ત કરી લે છે.

## બીજી અશરણ ભાવના

( માલિની વૃત્ત )

પરમ પુરુષ જેવા, સંહર્યા જે કૃતાંતે,<br>
અવર શરણ કેનું, લીજીએ તેહ અંતે;<br>
પ્રિય સુહૃદ કુટુંબા, પાસ બેઠા જિ કેઈ,<br>
મરણસમય રાખે, જીવને તે ન કોઈ. ૧૧